પ્રકાશન નં. ૦૮

પાકી–નાપાકી અને સ્ત્રી સંબંધિત ગૂંચવાડાભર્યા મસાઈલનો
સુંદર અને સંતોષકારક ઉકેલ સૂચવતી બેનમૂન કિતાબ

# મુસ્લિમ મહિલાઓનો તોહફો

સંપાદક :
(મુફતી) મુહમ્મદ સઈદ મવ. મૂસા આછોદી

પ્રકાશક
જામિઅહ તજવીદુલ કુર્આન, બચ્ચોંકા ઘર
મુ. પો. સોજીત્રા–૩૮૭ ૨૪૦
જિ. આણંદ (ગુજરાત–ઈન્ડિયા)
મોબા. ૦૯૯૯૮૭૯૨૬૬૫

પ્રકાશન નં. ૫૫૪

પાકી–નાપાકી અને સ્ત્રી સંબંધિત ગૂંચવાડાભર્યા મસાઈલનો
સુંદર અને સંતોષકારક ઉકેલ સૂચવતી બેનમૂન કિતાબ

# મુસ્લિમ મહિલાઓનો તોહફો



સંપાદક :

✍ મુફતી મુહમ્મદ સઈદ મવ. મૂસા
આછોદી

ફાઝિલ : દારુલ ઉલૂમ - ભરૂચ, કંથારીઆ



પ્રકાશક

જામિઅહ તજવીદુલ કુઆઁન, બચ્ચોંકા ઘર
મુ. પો. સોજીત્રા–૩૮૭ ૨૪૦
જિ. આણંદ (ગુજરાત–ઈન્ડિયા)
મોબા. ૦૯૯૯૮૭૯૨૬૬૫

કિતાબનું નામ : મુસ્લિમ મહિલાઓનો તોહફો

સંપાદક : મુફતી મુ. સઈદ મવ. મૂસા આછોદી

આવૃત્તિ : પાચમો

પ્રત : ૨૦૦૦

પ્રકાશન નં. : ૦૮

પ્રકાશન વર્ષ : ૧૪૩૨ / ૨૦૧૧





પ્રકાશક

જામિઅહ તજવીદુલ કુર્આન, બચ્ચોંકા ઘર

મુ. પો. સોજીત્રા–૩૮૭ ૨૪૦

જિ. આણંદ (ગુજરાત–ઈન્ડિયા)

મોબા. ૦૯૯૯૮૭૯૨૬૬૫

# અનુક્રમ





# થોડીક મારી વાત

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી ખ-લ-કલ લવ્હ વલ ક-લ-મ વ અલ્લમલ ઇન્સા-ન મા લમ્ યઅ્લમ્ વસ્સલાતુ વસ્સલામુ અલા નબિય્યિહિલ અક્રમ વ અલા આલિહી  વ અસ્હાબિહિલ્લઝી-ન ફી ઉમ્મતિહી અઅ્લમ્,**

*અમ્મા બા'દ !*

હૈઝ અને નિફાસ મહિલાઓ માટે અલ્લાહ તઆલાનો નક્કી કરેલ પદ્ધતિનો એક ભાગ છે, એવી રીતે કે બચ્ચાદાનીમાં જનીન (ભ્રૂણ)ની પરવરિશ આ જ ખૂનથી થાય છે. તેથી જ ગર્ભાધાનના યુગમાં ખૂનનું નીકળવાનું બંધ થઇ જાય છે અને પ્રસૂતિ બાદ ફરી આ સિલસિલો ચાલુ થઇ જાય છે અને તેનું ચાલુ રહેવું ઓરતની તંદુરસ્તીની નિશાની હોય છે.

હૈઝવાળી ઓરતો સાથે પૂર્વજ કૌમો ઘણો જ વધઘટનો મામલો કરતી હતી. એટલા માટે યહૂદી હૈઝના ઝમાનામાં



ઓરતોથી બિલકુલ બોયકોટ (બહિષ્કાર) કરતા અને એમની સાથે ખાવા–પીવા અને સૂવાનું બધું જ છોડી દેતા હતા. જ્યારે કે આથી વિરુદ્ધ ઈસાઈ લોકો હૈઝના જમાનામાં ઓરતો સાથે સંભોગ કરવાનું પણ છોડતા ન હતા.

(કુર્તુબી : ૨/૭૭)

ઈસ્લામે આ બંને તરીકાઓથી વિપરીત એક મુઅતદિલ (સંતુલિત) રાહની રેહનુમાઈ કરી, તે આ કે ઓરતો સાથે ખાવા–પીવા અને મુઆશરત (સમાજ–વ્યવહાર)માં કોઈ પણ જાતનો ભેદભાવ ન રાખવામાં આવે. અલબત્ત, નાપાકી અને ગંદકીથી બચવા માટે આવી હાલતમાં ઓરતો સાથે સંભોગ કરવામાં પરહેઝ કરે. કુર્આને કરીમમાં આ સિલસિલામાં આયત નાઝિલ થઈ :

"લોકો આપને હૈઝ (માસિક) અંગેનો હુકમ પૂછે છે. આપ ફરમાવી દો કે તે ગંદકી છે. હૈઝની હાલતમાં ઓરતોથી દૂર રહો. જ્યાં સુધી તે પાક ન થઈ જાય ત્યાં સુધી તેમની નજીક ન જાવ (અર્થાત તેમની સાથે સંભોગ ન કરો). જ્યારે તેઓ પાક થઈ જાય ત્યારે અલ્લાહ તઆલાએ તમને હુકમ આપ્યો છે તે પ્રમાણે તેમની પાસે જાવ (અર્થાત્ આગળની રાહથી). ખરેખર, અલ્લાહ તઆલા તૌબા કરનારાઓને અને પાકસાફ રહેનારાઓને પસંદ કરે છે."

(બકરહ : ૨૨૨)



ઉપરોક્ત આયતની રોશનીમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબાને હિદાયત આપી : હાઈઝહ (રજસ્વલા) ઓરતથી સંભોગ સિવાય હરેક કામ કરી શકો છો.

(મુસ્લિમ શરીફ : ૧/૧૪૩, હદીસ નં. ૩૦૨)

અર્થાત્ તેમની સાથે ઉઠવા–બેસવાની, એક સાથે બિસ્તર પર સાથે સૂવા–રહેવાની અને રહેણી–કરણી (જીવનપ્રણાલી)ની મનાઇ નથી. અલબત્ત, ગંદકીની જગા (ગુપ્તાંગ)થી પરહેઝ લાઝિમ છે.

હાઈઝહ ઓરતો માટે નમાઝ, રોઝહ અને તિલાવતની મનાઇ ઈબાદતની તા'ઝીમ (સન્માન)ના કારણે છે. આ ગંદકીના જારી રહેવાથી આ ઈબાદતોને અંજામ આપવી મુનાસિબ નથી. હઝરત મુઆઝહ (રદિ.) ફરમાવે છે : એક દિવસે મેં ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા)ને પૂછયું : શું વાત છે કે, ઓરત પર નાપાકીના દિવસોના રોઝહની કઝા તો લાઝિમ છે, પરંતુ નમાઝની કઝાનો હુકમ નથી ? આ સવાલ સાંભળી હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા) (નારાજ થઈ ગયાં) અને ફરમાવ્યું : શું તમે પણ હરૂરી થઈ ગયાં છો ? (આ ખારજીઓના પાર્ટી બાજુ ઈશારો છે, જે દીનમાં તશદ્દુદ (સખતાઇ) વર્તતા હતા.) હઝરત મુઆઝહ



(રદિ.)એ ફરમાવ્યું : હું હરૂરી નથી, બલકે ફક્ત સવાલ કરી રહી છું. હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા)એ ફરમાવ્યું : અમારી સાથે આ હાલત પેશ આવતી હતી, તો અમને રોઝાઓની કઝાનો હુકમ થતો હતો અને નમાઝોની કઝાનો હુકમ આપવામાં આવતો ન હતો.

(બુખારી શરીફ : ૧/૪૬, હદીસ નં. ૩૧૯, મુસ્લિમ શરીફ : ૧/૧૫૩, હદીસ નં. ૩૩૫)

અર્થાત્ આ વિશે આનાકાની કરવાની ગુંજાઈશ નથી, બલકે જે શરઈ હુકમ છે તેને દિલથી માની લેવો જોઈએ. આ શરઈ હુકમ સામે માથું ઝુકાવ્યા સિવાય કોઈ છુટકારો નથી.

ખરેખર, ઈબાદાતની શોખીન ઓરતો પર આવી હાલતમાં તબિયત પર ઘણો જ બોજ પડે છે. અમુક અઝવાજે મુતહ્હરાત સાથે પણ આ સૂરત પેશ આવી તો તેઓ અનાયાસ રડવા લાગી. જેના પર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેઓને તસલ્લી આપી, એટલા માટે હઝરત આઈશહ (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે : અમે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે હજમાં ગયાં તો જ્યારે અમારો કાફલો મુકામે 'સરિફ'માં પહોંચ્યો તો મને હૈઝ શરૂ થયું. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી પાસે તશરીફ



લાવ્યા તો હું રડી રહી હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જોતાં જ ફરમાવ્યું : શું તમને હૈઝ શરૂ થઇ ગયું ? મેં કહયું : હા ! નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : આ એવી વસ્તુ છે કે જે અલ્લાહ તઆલાએ દરેક આદમની બેટીઓ માટે નિયુકત કરી છે. એટલા માટે તમે હજના તે બધાં કામો અંજામ દો જે હાજી અંજામ આપે છે. બસ, પાકીના ગુસલથી પહેલાં બયતુલ્લાહ શરીફનો તવાફ ન કરો.

(બુખારી શરીફ : ૧/૪૩, હદીસ નં. ૨૯૪, મુસ્લિમ શરીફ : ૧/૩૮૮, હદીસ નં. ૧૨૧૧)

ઉક્ત હદીસ શરીફમાં ખવાતીન માટે ઘણી તસલ્લીનો સામાન છે કે, આવા સંજોગોમાં ગમગીન હોવાને બદલે અલ્લાહ તઆલાની પ્રણાલી પર રાજી રહી તેના હુકમ પર અમલ કરવાનો જઝબો હોવો જોઈએ.

ઘણી બધી મહિલાઓ ખાસ કરીને હજની સફરના મોકા પર દવા વગેરે વડે આ ફિતરી (પ્રાકૃતિક) તકાદાને રોકવાની કોશિશ કરે છે. આ ભલે ને જાઈઝ છે, પરંતુ આ પ્રવૃત્તિની હોસલા અફઝાઈ કરવી ન જોઈએ. એટલા માટે કે આનાથી પ્રાકૃતિક તરતીબ બગડે છે અને ઘણી જ આંતરિક બીમારીઓ પેદા થાય છે.

હૈઝ અને નિફાસના મસાઈલ સામાન્ય રીતે પેચીદા

(અટપટા) હોય છે અને આજના યુગમાં તબિયતોની કમજોરી, ફાસિદ ખ્યાલો અને વિચિત્ર બીમારીઓએ તેમાં વધુ મુશ્કેલીઓ પેદા કરી છે. એટલે આવી સમસ્યામાં સપડાયેલ મહિલાઓએ ખાસ કરીને પોતાના મરદો દ્વારા સહીહ સૂરતે હાલ બતાવી શરઈ હુકમ માલૂમ કરવામાં સંકોચ ન કરવો જોઈએ.

જગવિખ્યાત ધર્મશાસ્ત્રી અલ્લામહ નુજૈમ (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે : હૈઝના મસાઈલને જાણવા અત્યંત જરૂરી વાતોમાંથી છે, એટલા માટે કે તેના પર તહારત, નમાઝ, તિલાવતે કુર્આને કરીમ, રોઝહ, એ'તિકાફ, હજ, બુલૂગત (પુખ્તવય), સંભોગ, તલાક, ઈદ્દત અને ઈસ્તિબ્રાઅ વગેરેના બેશુમાર મસાઈલનો સંબંધ છે અને આ અહકામાતને જાણવા મોટા વાજિબાતમાંથી છે. કેમ કે, જે વાતથી નાવાકેફ રહેવામાં જેટલું નુકસાન હોય, તેટલા જ વિશ્વાસથી તેનાથી વાકેફ થવું જરૂરી અને અહમ (મહત્ત્વપૂર્ણ) હોય છે. હૈઝના મસાઈલથી અજાણ રહેવાનું નુકસાન બીજી વાતોથી નાવાકેફ રહેવાથી કંઈક વધારે છે. એટલા માટે તેના મસાઈલની માહિતી તરફ ભરપૂર ધ્યાન કેન્દ્રિત કરવું જરૂરી છે. (બહરુર્રાઈક : ૧/૧૮૯–૧૯૦, અલ્ મવ્સૂઅતુલ્ ફિકહિય્યહ : ૨૯૩–૨૯૪, કિતાબુલ મસાઈલ : ૧/૧૯૯, ૨૦૦, ૨૦૧)



આ જ કારણોસર આ સિલસિલામાં અમુક મહત્ત્વપૂર્ણ અને બુનિયાદી મસાઇલ વાલિદે બુઝુર્ગવાર (હઝરત મવલાના મૂસા બિન અલી સાહબ, દામત ઝિલાલુહુમ અલય્ય વ ઈખ્વાની)એ ૧૯૯૭ ઈસવીમાં **"છોકરીઓ માટે જરૂરી મસાઇલ"** નામી નાનકડી પુસ્તિકામાં ઘણી જ સરળ શૈલીમાં (મસાઈલ) જમા કર્યા હતા. સદરહુ પુસ્તિકા મવજૂદ હોવાથી બીજી કોઇ પુસ્તિકાને સંપાદિત કરવાની ખાસ જરૂરત ન હતી. તેમ છતાં સામાન્ય મુસ્લિમ મહિલાઓની વધુ સહૂલત માટે અને કર લો દુનિયા મુટ્ઠીના બૂમબરાડા પાડનારા માનવીએ ઘણા બધા નિતનવા અને આધુનિક મસાઈલ ઊભા કર્યા હોવાથી મજકૂર પુસ્તિકામાં ઘણા જ આધુનિક મસ્અલાઓનો વધારો કર્યો છે. તદુપરાંત, પુસ્તિકાના નામમાં ફેરફાર કર્યો છે અને દરેક મસ્અલહ પર હેડિંગ પણ કાયમ કર્યું છે, કારણ કે જે મસ્અલહ મતલૂબ હોય તેને અનુક્રમણિકામાં જોઇ ઢૂંઢી શકાય. દરેક મસ્અલહના છેવટે હવાલો પણ લખ્યો છે. પુસ્તિકામાં આ વાતની પૂરી કોશિશ કરવામાં આવી છે કે તમામ મસાઈલ ભરોસાપાત્ર કિતાબોથી નકલ કરવામાં આવે, તો પણ જો પુસ્તિકામાં કોઇ ભૂલચૂક થઇ હોય તો અહલે ઇલ્મને મારી નમ્રતાપૂર્વક દરખાસ્ત છે કે, તે સહીહ, બા–હવાલા મસ્અલહથી જરૂર આગાહ ફરમાવે, જેથી આગામી



એડિશનમાં તેની સુધારણા કરી શકાય. (ફ—જઝાહુમુલ્લાહુ તઆલા)

પુસ્તિકાને પઢનારી મુસ્લિમ મસ્તૂરાતને મારી નમ્ર દરખાસ્ત છે કે, જો કોઈ મસ્અલહ સમજમાં ન આવે તો મકામી ઉલમાએ કિરામથી રુજૂઅ કરે અને તેઓથી મસ્અલહ માલૂમ કરી પછી જ અમલ કરે.

પુસ્તિકામાં વધારો કરવા માટે **''કિતાબુલ મસાઇલ ભાગ–૧''** *(લેખક : હઝરત મવલાના મુફતી મુહમ્મદ સલમાન મન્સૂરપૂરી દા. બ.)* અને **''ઝુબ્દતુલ ફતાવા ભાગ–૨, ૩)''** *(લેખક : ઉસ્તાઝી વ મુહતરમી, શયખુલ હદીસ, હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી દા. બ.)* અને **''મસાઇલે મસ્તૂરાત''** *(સંપાદિકા : જવઝએ મુહતરમા હઝરત મવલાના મુફતી અસદુલ્લાહ ઉમર નો'માની)* વગેરે કિતાબોનો આશરો લીધો છે. અલ્લાહ તઆલા દરેકના સહિયારા પ્રયાસોને શર્ફે કબૂલિય્યત અતા ફરમાવે, આમીન !

હું ઉસ્તાદે મુહતરમ **હઝરત મવલાના મુફતી ઇસ્માઇલ ભડકોદ્રવી દા. બ.** *(સદર મુફતી : દારુલ ઉલૂમ, કંથારીઆ)* અને મુરબ્બી **હઝરત મવ. મુફતી ઇકબાલ સા. ટંકારવી દા. બ.** *(મુહતમિમ : દારુલ ઉલૂમ માટલીવાલા, ભરૂચ)*નો શુક્રગુઝાર છું કે, જેમણે પોતાના



મૂલ્યવાન અને કિમતી સમયમાંથી સમય ફાળવી ગૂનાગૂં મસ્રૂફિયત હોવા છતાં તકલીફ ઉઠાવી અભિપ્રાય લખી આપ્યાં છે. અલ્લાહ તઆલા બન્ને બુઝુર્ગોની ઉંમરમાં તંદુરસ્તી સાથે ખૂબ ખૂબ બરકત અતા ફરમાવે, આમીન !

આ પ્રસંગે માનનીય અને સુપ્રસિદ્ધ ગુજરાતી લેખક **હઝરત મવ. હસન ભડકોદ્રવી સાહેબ** (પ્રકાશન વિભાગ : દારુલ ઉલૂમ, કંથારીઆ)નો હું દિલથી આભાર વ્યક્ત કરું છું કે, હઝરતે વાલાએ પોતાની ગૂનાગૂં વ્યસ્તતા હોવા છતાં અમૂલ્ય સમય કાઢી કિતાબને ભાષાકીય સુધારા વડે આકર્ષક બનાવી. અલ્લાહ તઆલા હઝરતે વાલાની દીની ખિદમાતને શર્ફે કબૂલિય્યત અતા ફરમાવે, આમીન !

તદુપરિ, પ્રૂફ રીડિંગ અને મસાઈલની તખ્રીજમાં જામિઅહ સોજીત્રાના ઈલ્મ પ્રેમી અને ખંતીલા **નવયુવાન મુદર્રિસ અઝીઝે મુહતરમ મુફતી મુહમ્મદ હનીફ સા. કીકયા દેવલ્વી** *(હ—ફિઝહુલ્લાહુ તઆલા)*એ મારી ખાસી એવી મદદ ફરમાવી. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે, આમીન !

**નોંધ** : અગાઉના બધા જ એડિશનમાં પેજ નં. : ૬૪ (ચોસઠ)ની દસમી લીટી (ક્રમાંક—૧૦)માં "**તેની ઈદ્દત**





નવ મહિના.....'' લખાય ગઈ છે, તેના બદલે ''ઓગણીસ મહિના......'' વાંચવું.

દુઆગો વ દુઆજો

**(મુફ્તી) મુહમ્મદ સઈદ મવ. મૂસા આછોદી**

(ઉફિ-ય અન્હૂ વ અન વાલિદયૂહિ)

ફાઝિલ : દારુલ ઉલૂમ, કંથારીઆ, ભરૂચ

મુદર્રિસ : જામિઅહ તજવીદુલ કુર્આન, સોજીત્રા

*૧૦/૦૧/૧૪૩૨ હિજરી*

*શનિવાર*







# કિતાબની મહત્વતા

હઝરત મવલાના ઇસ્માઈલ સા. ભડકોદ્રવી (દા. બ.)
*શયખુલ હદીસ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર*
*સદર મુફતી : દારુલ ઉલૂમ ભરૂચ—કંથારીઆ*

**બિસ્મિહી સુબ્હાનહુ વ તઆલા.................**

બધા વખાણો અલ્લાહ તઆલાની પાક ઝાત માટે જ છે અને સલાતો—સલામ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, આપની આલ અને સહાબએ કિરામ પર.

અલ્લાહ તઆલાને પાકી પસંદ છે અને નબીએ કરીમ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પાકીને અડધું ઈમાન ફરમાવ્યું છે. નાપાકીથી ન બચવા ઉપર અઝાબે કબ્રની વઈદ બયાન ફરમાવી છે, નાપાકીની જગ્યાઓથી ફરિશ્તાઓ દૂર રહે છે અને ત્યાં શયતાન અને નાપાક જિન્નાત વસવાટ કરે છે.





નમાઝ એ અમલી ઈબાદતોમાં પહેલો અને બુનિયાદી ફર્ઝ છે અને નાપાકીથી તહારત (પાક થવું) એ ઈબાદતનું પહેલું પગથિયું છે. માટે કિયામતમાં સૌ પ્રથમ નમાઝનો હિસાબ લેવામાં આવશે અને આખિરતની પહેલી મંઝિલ કિંવા કબ્રમાં તહારત બાબત હિસાબ અને નાપાકીથી ન બચવા ઉપર અઝાબ થશે. (દર્સે તિરમિઝી : ૧/૨૮૫)

માટે ઈસ્લામમાં પાકી–નાપાકીની જાણકારી દરેક મરદો–ઓરતો માટે ખૂબ જ મહત્ત્વપૂર્ણ અને જરૂરી છે. પાકી–નાપાકીના મસાઈલની જાણકારી વિના નમાઝ, રોઝહ, હજ, તિલાવત જેવી ઈબાદતો સહીહ રીતે અદા કરવી મુશ્કેલ છે. પાકી–નાપાકીના ઘણા મસાઈલ તો છોકરા–છોકરીઓને મદ્રસાઓમાં સબકરૂપે સમજાવીને પઢાવવામાં આવે છે, પરંતુ ઓરતોની અંગત પાકી–નાપાકીના મસાઈલ શરમપાત્ર અને ગુપ્ત હોવાથી મદ્રસાના ઉસ્તાદો દ્વારા સબકરૂપે તેની સમજૂતી અને તા'લીમ મુશ્કેલ છે. આવા મસાઈલની જાણકારી માટે સરળ ભાષામાં પુસ્તિકાઓ તૈયાર કરવી અને છોકરીઓ અને ઓરતોને અભ્યાસ દ્વારા આવા મસાઈલની જાણકારી પૂરી પાડવી એ ખૂબ જ લાભદાયી અને કદરપાત્ર ખિદમત છે.

બચ્ચોંકા ઘર–આમોદના મુહતમિમ **હઝરત મવલાના**





**મૂસા આછોદી સાહેબ (મ. આ.)**એ ઘણા વર્ષો પહેલાં આ શુભ હેતુથી બહેનોના અંગત મસાઈલ વિશે એક અગત્યની **"છોકરીઓ માટે જરૂરી મસાઇલ"** નામની પુસ્તિકાનું સંપાદન કરી પ્રગટ કરી હતી. અત્યારે **"અલ વલદુ સિર્રુન લિઅબીહી"**ની ઉક્તિના ઉદાહરણરૂપ તેમના સાહબઝાદા અઝીઝે મુહતરમ મુફતી મુહમ્મદ સઈદ સાહેબે મજકૂર પુસ્તિકાના મસાઈલમાં સુંદર અને અતિ ઉપયોગી મસાઈલનો વધારો કરી આ પ્રકારના મસાઈલનું નવેસરથી સંપાદન કરી આ કિતાબ તૈયાર કરી છે, જેમાં આખિરમાં બહેનોમાં ફેલાયેલી ઘણી ગલત રસમો અને માન્યતાઓનું પણ વર્ણન કરવામાં આવ્યું છે અને કિતાબનું નામ ઘણું જ ઉમદા **"મુસ્લિમ મહિલાઓનો તોહફો"** રાખ્યું છે.

કિતાબના મસાઈલ ફિકહ—ફતાવાની અનેક વિશ્વાસપાત્ર કિતાબોનો અભ્યાસ કરી હવાલાઓ સાથે લખવામાં આવ્યા છે, જે અભ્યાસપાત્ર, ભરોસાપાત્ર અને અમલપાત્ર છે.

દરેક ગુજરાતી જાણતી દીની બહેનો આ કિતાબનો અભ્યાસ કરી અને ગુજરાતી ન જાણતી બહેનોને વારંવાર વાંચી—સંભળાવી આ કિતાબના મસાઈલની જાણકારી મેળવવી ખૂબ જ જરૂરી છે.





મુહતરમ સંપાદક મુફતી મુહમ્મદ સઈદ સાહેબ (સલ્લમહુ)એ ખૂબ જ સુંદર અને જરૂરી મહેનત હાથ ધરીને આ કિતાબ તૈયાર ફરમાવી છે. અલ્લાહ તઆલા તેમની મહેનતને કબૂલ ફરમાવે અને તેના સંપાદન અને પ્રકાશનમાં મદદકર્તાઓને બેહતરીન બદલો ઈનાયત ફરમાવે અને ઉમ્મતની મા—બહેનોને તેને વાંચી અમલ કરી સહીહ ઈસ્લામી જીવન ગુઝારવાની હિમ્મત અને તવફીક અતા ફરમાવે. આમીન, યા રબ્બલ આલમીન !

**અહકર : (મુફતી) ઇસ્માઈલ હાજી ઈબ્રાહીમ ભડકોદ્રવી (ગુફિર લહૂ)**

**ખાદિમે હદીસ** : જામિઅહ, જંબુસર,

**ખાદિમે ફતાવા વિભાગ** : દારુલ ઉલૂમ કંથારીઆ

*૧૨/૧૨/૧૪૩૧ હિજરી*





# અભિપ્રાય

**હઝરત મવલાના હસન સાહબ ભડકોદ્રવી**

*(મદ્દ ઝિલ્લહુલ આલી)*

**બિસ્મિહી તઆલા**

*હામિદંવ વ મુસલ્લિયા...............*

વાચન હેઠળની કિતાબમાં સ્ત્રીવર્ગને સ્પર્શતા વિશેષ, અંગત અને પ્રાકૃતિક (ફિતરી) મસાઈલને પ્રસ્તુત કરાયા છે. ગૂંચવાડાભર્યા અને મૂંઝવણકારક સ્ત્રેણ મસાઈલનો સુંદર અને સંતોષકારક ઉકેલ સૂચવતી આવી ઉપયોગી કિતાબ વાચક વર્ગ સમક્ષ મૂકવા બદલ નવોદિત લેખક હઝરત મવલાના મુફતી મુહમ્મદ સઈદ મવ. મૂસા આછોદી સા. (ઝી.મ.)ને હાર્દિક મુબારકબાદ !

ભાષાકીય પુનરવલોકનની તક આપી સવાબમાં સહભાગી કરવા બદલ લેખક સાહેબનો આભાર......

અલ્લાહ તઆલા કિતાબને ફૈઝદાયક અને માર્ગદર્શક બનાવે, આમીન .......!

દારુલ ઉલૂમ, કંથારીઆ, અલ્પજ્ઞ,

ભરૂચ, **હસન ભડકોદ્રવી**

# અભિપ્રાય

**હઝરત મવ. મુફતી ઈકબાલ સા. ટંકારવી (દા.બ.)**

***મુહતમિમ : દારુલ ઉલૂમ માટલીવાલા, ભરૂચ***

બિસ્મિહી તઆલા

*નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ......*

જગતના સઘળા ધર્મો અને સંપ્રદાયોમાં ઈસ્લામ જ એક એવો ધર્મ અને જીવનનિયમ છે, જેણે દરેક યુગમાં ઉત્પન્ન થનાર ગૂંચવણભર્યા મસાઈલના સંતોષકારક જવાબો આપ્યા છે. આજના સાયન્સ અને ટેકનોલોજીના યુગે સામાજિક, રાજકીય અને આર્થિક રીતે માનવ જીવનનું સંપૂર્ણ માળખું બદલી નાખી, ઈસ્લામ સિવાય જગતના સઘળા ધર્મોને એવી મૂંઝવણમાં નાખી દીધા છે કે, જો તે પોતાના ધાર્મિક પુસ્તકો પ્રમાણે જીવનપદ્ધતિ અપનાવવા માંગે તો તે એકવીસમી સદીમાં કદીય પ્રવેશી શકતા નથી.



પરંતુ ઈસ્લામ પોતાની આગવી અને અનોખી વિશિષ્ટતાઓને લઈ આજે પણ સાયન્સ સાથે કદમ મિલાવી માનવજીવનને લગતા પ્રત્યેક પ્રસંગો અને પાસાઓ ઉપર વિગતવાર ચર્ચા કરે છે. તેનું કારણ એ જ છે કે, આ ઉમ્મતના પ્રારંભિક યુગથી જ અલ્લાહ તઆલાએ પોતાની મરજી અને ઈચ્છાનુસાર એવી વિભૂતિઓ પેદા કરી, જે પોતાની બુદ્ધિ, હોશિયારી, કાનૂન–રચનાની ક્ષમતા, વિદ્વતા અને ધગશ તથા નિખાલસતામાં સૌથી મોખરે છે (અને બીજી ઉમ્મતોમાં એનું ઉદાહરણ મળવું અશક્ય છે.)

તેમણે ઘણાં ચિંતન–મનન, ઊંડી માહિતી અને ચકાસણીપૂર્વક કુર્આન શરીફ અને હદીષ શરીફનો અભ્યાસ કર્યા બાદ તેમાંથી એવા નવા મસાઈલ અને સામાન્ય ઉસૂલ (શરઈ છૂટછાટ) તથા કાયદાઓ ઘડયા, જેની રોશનીમાં પાછલા ઉલમાએ કિરામે દરેક યુગમાં તે સમયને લગતા મસાઈલ હલ કર્યા છે.

આ ઈસ્લામી કાયદાઓની ખાસ વિશેષતા એ છે કે તે એકદમ સરળ અને આસાન છે. તેમાં કોઈ તંગી અને સખતી નથી. ઈસ્લામી અહકામ ઘણાં જ સરળ અને





સહેલા છે. લોકોને કોઈ પણ પ્રકારની તકલીફ અને તંગી આપવામાં આવી નથી અને જ્યાં કોઈ હુકમમાં જાહેરી તંગી દેખાતી હશે, તો જરૂર શરીઅત તરફથી તેમાં સહૂલત પણ તેટલા જ પ્રમાણમાં આપવામાં આવી હશે. જેમ કે, એક બીમાર વ્યક્તિ કે લાંબી સફર (૭૮ કિલોમીટર) કરનાર માણસ રમઝાનના રોઝા રાખવાથી લાચાર છે, તો તેમના માટે સહૂલત કરી આપી, તંદુરસ્ત થઈ જાય કે સફરમાંથી પોતાના વતન પરત ફરે ત્યારે આ રોઝાની કઝા કરી લે. એ જ પ્રમાણે વુઝૂ કે ગુસલ (સ્નાન) માટે પાણી ન મળે તો પાક માટી ઉપર હાથ ફેરવી તે હાથ મોઢા તથા હાથ ઉપર ફેરવી લેવાથી પાકી પ્રાપ્ત થઈ જશે અને તે વ્યક્તિ નમાઝ વગેરે ઇબાદતો અદા કરી શકશે. સફરમાં ચાર રકાતવાળી ફર્ઝ નમાઝો બે રકાતમાં ફેરવી દઈ સહૂલત આપી દેવામાં આવી. ઊભો રહીને નમાઝ પઢનાર બેસીને અને બેસીને પણ પઢી ન શકનારને સૂતાં સૂતાં પઢવાની પરવાનગી આપવામાં આવી.

આ પ્રમાણે સંખ્યાબંધ સહૂલતો આપીને ઇબાદત કે અમલને સરળ બનાવી દીધો. આનું કારણ એ છે કે, અલ્લાહ પાક અત્યંત કૃપાળુ અને દયાળુ છે. તે પોતાના



બંદાઓની નિય્યત અને ઈરાદાની ભાવના જુએ છે. બંદાની લાચારી, કમજોરી અને બીમારી વગેરે બધી જ તકલીફોથી તે પરિચિત છે, બલકે આ બધી તકલીફો વગેરે તેના જ હુકમ અને ફરમાનથી આવે છે. માટે તેણે પોતાના બંદાઓની બધી જ લાચારીઓનો ઈલાજ પણ બતાવ્યો અને તે સમય તથા તે વ્યક્તિની ઈબાદતોને સરળ બનાવી દીધી.

કુર્આન શરીફમાં ઘણી જગ્યાએ અહકામો, આદેશો અને વિવિધ ઈબાદતોના વર્ણન પછી સ્પષ્ટ શબ્દોમાં જણાવવામાં આવ્યું : **"અલ્લાહ પાક કોઈ પણ વ્યકિતને તેની તાકાત (ક્ષમતા)થી વધુ બોજ અને તકલીફ આપતો નથી."** (બકરહ : ૨૮૫)

એક આયતે કરીમહમાં ફરમાવ્યું : **''અલ્લાહ તઆલા તમારા માટે આસાની અને સહૂલત ચાહે છે, તમારા માટે સખતી અને તંગી ચાહતો નથી.''**

(બકરહ : ૧૮૫)

ઋતુસ્ત્રાવ (માસિક)વાળી સ્ત્રીને દર મહિને પાંચ–સાત દિવસની (૩૦ થી ૩૫) નમાઝો કઝા કરવાની



મુશ્કેલી પડવાને લઈ તે દિવસોની બધી જ નમાઝો માફ કરવામાં આવી. ફક્ત રોઝાની કઝા કરવી જરૂરી ઠેરવવામાં આવી, કારણ કે આખા વર્ષમાં ફક્ત એક જ મહિનામાં પાંચ–સાત દિવસની કઝા કરવી મુશ્કેલ નથી.

સ્ત્રીઓને દર મહિને આવતા (ખૂન)ને લઈ ઘણા બધા પ્રશ્નો પેદા થાય છે; પરંતુ શર્મ–હયાને લઈ બાલિગ થતી છોકરીઓ કોઈથી પૂછી શકતી નથી. જેને લઈ અજાણતામાં પાકી–નાપાકી નથા નમાઝ, રોઝા, હજ વગેરે દરમિયાન માસિક આવવાને લઈ ઉપસ્થિત થતા મસ્અલામાં પોતાની રીતે ઇબાદતો કરી લે છે. એ જ પ્રમાણે શાદી બાદ પણ સંભોગ, તલાક, ઈદ્દત વગેરે મસાઇલથી પણ નાવાકેફ રહેવાને લઈ તેમાં પણ શરીઅત વિરુદ્ધ અમલ કરી ગુનેગાર થઈ જાય છે. જ્યારે કે ઇસ્લામી શરીઅતમાં પ્રત્યેક સંજોગો માટે અહકામ અને આદેશ મૌજૂદ છે.

ઉર્દૂ ભાષામાં આ પ્રમાણેની ઘણી કિતાબો ઉપલબ્ધ છે; પરંતુ ગુજરાતી ભાષામાં ફક્ત હૈઝના વિષયને લગતા વિગતવાર મસ્અલા વર્ણન કરતી કોઈ કિતાબ (મારી જાણ પ્રમાણે) લખાયેલ ન હતી.



અલ્લાહ પાક હઝરત **મવલાના મૂસા સા. આછોદી (મુહતમિમ : બચ્ચોંકા ઘર, આમોદ)**ને જઝાએ ખૈર અતા ફરમાવે કે આપે **"છોકરીઓ માટે જરૂરી મસાઈલ"** નામી પુસ્તિકામાં આ બાબતને લગતા મસાઈલ ભેગા કર્યા અને આપના ફરઝંદે અર્જુમંદ **મવ. મુફતી મુહમ્મદ સઈદ સા. (ઉસ્તાઝ : જામિઅહ તજવીદુલ કુર્આન–બચ્ચોંકા ઘર, સોજીત્રા)**એ વાલિદ સા.ની કિતાબને જ બુનિયાદ બનાવી નવા ભરોસાપાત્ર મસાઈલનો ઉમેરો કરી તેમાં હેડિંગ તથા હવાલા પણ લગાડી કિતાબને વધુ ફાયદાકારક બનાવી અને કિતાબનું નામ પણ ઘણું આકર્ષક **"મુસ્લિમ મહિલાઓનો તોહફો"** રાખ્યું છે.

અલ્લાહ પાક મુફતી મુહમ્મદ સઈદ સાહબની આ અત્યંત અને મહત્ત્વની ખિદમતને શર્ફે કબૂલિયતથી નવાઝી તેનાથી ઓરતો તથા મર્દોને પણ ફાયદો ઉઠાવવાની તૌફીક આપે. (કારણ કે આમાંથી ઘણાં બધા મસાઈલનો સંબંધ સ્ત્રીઓની સાથે–સાથે પુરુષોથી પણ છે.) અને મુફતી મુહમ્મદ સઈદ સા.ની ઈલ્મી કલમને વધુથી વધુ વેગવાન બનાવે. આપના બધા જ સંપાદનોથી ગુર્જર મુસ્લિમોને વધુથી વધુ ફાયદો થાય. આપણા આ



હોનહાર નવયુવાન આલિમને કામ કરવાની હિંમત અને ધગશ અતા ફરમાવે અને ઉમ્મતને આવા નવલોહયાની કદર તથા તેમની હોંસલા અફઝાઈ કરવાની તૌફીક અતા ફરમાવે, આમીન ! બિહુરમતિ સય્યિદિલ્ મુરસલીન (સલ્લલ્લાહુ તઆલા અલયહિ વ અલા આલિહી વ સલ્લમ).

ફક્ત વસ્સલામ,

**(હઝરત મવલાના) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

✧ **મુહતમિમ** ✧

*દારુલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા,*
*ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧, ગુજરાત*

તા. ૦૫/૦૨/૧૪૩૨





બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા...

# મુસ્લિમ મહિલાઓનો તોહફો

## હૈઝની ઓળખ

હૈઝ : બાલિગહ (પુખ્ત વય) ઓરતના આગળના રસ્તાથી બચ્ચાદાનીમાંથી દરેક માસે આદતરૂપે (ઓછામાં ઓછા નવ વર્ષ પછીથી પંચાવન વર્ષની ઉંમર સુધી) જે ખૂન આવે છે તેને હૈઝ કહેવાય છે.

(મરાકિયુલ ફલાહ : ૭૫, અલ્ મુહીતુલ્ બુરહાની : ૧/૩૯૨)



## હૈઝની ઓછામાં ઓછી મુદ્દત

હૈઝની ઓછામાં ઓછી મુદ્દત ત્રણ દિવસ અને ત્રણ રાત છે. (અર્થાત્ બોત્તેર (૭૨) કલાક) આથી ઓછું જે ખૂન આવે તે હૈઝ નથી. (હિદાયહ : ૧/૬૨)

## હૈઝની વધુમાં વધુ મુદ્દત

હૈઝની વધુમાં વધુ મુદ્દત દસ દિવસ અને દસ રાત છે. (અર્થાત્ બસો ચાળીસ (૨૪૦) કલાક) આથી વધુ જે ખૂન આવે તે હૈઝ નથી.

(દુર્રે મુખ્તાર : ૧/૪૭૭, ઝકરિય્યહ–દેવબંદ)

## પાકીની ઓછામાં ઓછી મુદ્દત

બે હૈઝ વચ્ચે (પાકી)ની મુદ્દત પંદર દિવસ છે. ([illegible] ([illegible]) [illegible]) આથી ઓછું જે ખૂન આવશે તે હૈઝ ગણાશે નહિ.

(દુર્રે મુખ્તાર : ૧/૪૭૭, ઝકરિય્યહ–દેવબંદ)

## પાકીની વધુમાં વધુ મુદ્દત

બે હૈઝના દરમિયાન યા નિફાસ અને હૈઝના



દરમિયાન પાકીની કોઈ વધુ મુદ્દત નિશ્ચિત નથી. કેટલાય દિવસ પણ ઓરત પાક રહી શકે છે.

(દુર્રે મુખ્તાર : ૧/૪૭૭, ઝકરિય્યહ–દેવબંદ)

## હૈઝના ખૂનનો રંગ

હૈઝની મુદ્દતમાં લાલ, પીળા, લીલા, કાળા, ખાખી રંગનું જે પણ ખૂન આવે તે હૈઝ છે. હા, જો ખાલિસ (નિર્મલ) સફેદ તત્ત્વ દેખાય તો તે હૈઝ નથી. મુકેલ ગાદી અથવા કપડું જ્યારે બિલકુલ ચોખ્ખું રહે, જેવું મૂક્યું હતું એવું રહે તો પાક થઈ ગઈ. ગુસલ કરીને નમાઝ પઢવાનું શરૂ કરી દે. (બહરુર્રાઈક : ૧/૧૯૨)

## આદતની વિરુદ્ધ દસ દિવસની અંદર-અંદર અને વધુ ખૂનનો હુકમ

જો કોઈ ઓરતની ત્રણ યા ચાર યા પાંચ દિવસની આદત છે; પરંતુ કોઈ મહિનામાં એવું થયું કે ત્રણ યા ચાર યા પાંચ દિવસ તો થયા, પણ ખૂન બંધ થયું નહિ તો હમણા ગુસલ ન કરે અને નમાઝ ન પઢે. જો પૂરા દસ દિવસ–રાતમાં અથવા એથી ઓછા દિવસોમાં ખૂન બંધ થઈ જાય તો બધા દિવસોની નમાઝ માફ છે. કઝા કરવી



પડશે નહિ અને અમ સમજીશું કે જે ત્રણ યા ચાર યા પાંચ દિવસની આદત હતી તે બદલાઈ ગઈ, માટે સઘળા દિવસો હેઝના ગણાશે અને જો અગિયારમા દિવસે પણ ખૂન આવે તો હવે એમ સમજીશું કે હેઝના દિવસ આગલી આદત મુજબ ત્રણ યા ચાર યા પાંચ હતા અને બાકીના દિવસો ઈસ્તિહાઝહના ગણાશે. અગિયારમા દિવસે ગુસલ કરે અને આદતના દિવસો સિવાય બાકીના દિવસોની નમાઝની કઝા કરે અને નમાઝો છોડે નહિ.

(દુર્રે મુખ્તાર : ૧/૪૭૭, ઝકરિય્યહ–દેવબંદ)

## ગેર મુઅ્તાદહ (આદત વગરની)ના દસ દિવસથી વધુ ખૂનનો હુકમ

જો કોઈ ઓરતની આદત નક્કી નથી. ક્યારેક ચાર દિવસ, ક્યારેક સાત દિવસ, ક્યારેક દસ દિવસ ખૂન આવે છે, તો બધા જ દિવસો હેઝના ગણાશે. આવી ઓરતને કોઈ મહિનામાં દસ દિવસથી વધુ ખૂન આવે તો જોવું જોઈએ કે આનાથી આગલા મહિનામાં કેટલા દિવસ ખૂન આવ્યું હતું. બસ, તેટલા જ દિવસો હેઝના અને બાકીના દિવસો ઈસ્તિહાઝહના ગણાશે.

(દુર્રે મુખ્તાર : ૧/૪૭૭, ઝકરિય્યહ–દેવબંદ)



## પહેલી વખત દસ દિનથી વધુ ખૂન આવ્યું

જો કોઈ છોકરીને પહેલી વખત ખૂન આવ્યું અને ઘણાં મહિના સુધી આવતું રહ્યું. કોઈ પણ રીતે બંધ ન થયું, તો દર માસે ખૂન નીકળવાના પહેલા દિવસથી દસ દિવસ સુધી જે ખૂન આવ્યું તે હેઝ ગણાશે અને પછીનું ખૂન ઈસ્તિહાઝહ ગણાશે (અર્થાત્ પાકીના દિવસો).

(દુર્રે મુખ્તાર : ૧/૪૭૮, ઝકરિય્યહ–દેવબંદ)

## અનેક દિવસોના આંતરે ખૂન આવે તો...

જો હૈઝની ઓછામાં ઓછી મુદત અર્થાત્ ત્રણ દિવસ અને ખૂન આવવા બાદ પંદર દિવસનો વકફહ (વિરામ) થઈ જાય અને પછી ખૂન આવે તો શરઈ દૃષ્ટિએ આ વિલંબ અને રોકાવું ભરોસાપાત્ર ગણાશે અને બન્ને ખૂનને પોત પોતાના સમય પર હેઝ શુમાર કરવામાં આવશે, અથવા જો ત્રણ દિવસથી ઓછું ખૂન આવીને પંદર દિવસ અથવા એથી વધુનો વિલંબ થયો અથવા ખૂન તો ત્રણ દિવસ આવી ગયું હતું; પરંતુ વકફહ પંદર દિવસ સુધી રહયો તો મજકૂર બધા દિવસો ખૂન ચાલુ રહેવાના જ ગણાશે અને આમાં આ કાયદો નજર સમક્ષ રાખવામાં આવશે કે, જો મુબ્તદિઅહ (જેણે પ્રથમવાર ખૂન જોયું હોય એવી ઓરત) સાથે આ શકલ પેશ આવી હોય તો પ્રથમ

દસ દિવસ હૈઝના ગણાશે. બાકીના ઈસ્તિહાઝહ અને મુઅ્તાદહ (જેની દરેક માસે આદત નક્કી હોય એવી ઓરત) પોતાના આ઼દતના દિવસોને હૈઝ સમજશે અને બાકીના ઈસ્તિહાઝહ. આ મંતવ્ય મુફ્તા બિહી (જેના પર ફત્વો અપાયો હોય તે) છે.

(શામી : ૧/૪૮૩–૪૮૪, ઝકરિય્યહ–દેવબંદ)

## હૈઝ અને નિફાસની હાલતમાં નમાઝ-રોઝહનો હુકમ

હૈઝ અને નિફાસની હાલતમાં નમાઝ તો બિલકુલ માફ છે અર્થાત્ તેની કઝા પણ નથી, અને આ બન્ને હાલતમાં રોઝહ રાખી શકતી નથી; પરંતુ પાક થયા પછી કઝા વાજિબ છે. (હિદાયહ : ૧/૬૩)

## નમાઝ દરમિયાન હૈઝ આવી ગયું

જો ફર્ઝ નમાઝ પઢતાં પઢતાં હૈઝ આવી ગયું તો તે નમાઝ ખતમ કરી દે (અર્થાત તોડી નાખે). હવે આ નમાઝ માફ થઈ ગઈ. પાક થયા પછી પણ આ નમાઝ કઝા પઢવી પડશે નહિ અને જો નફલ અથવા સુન્નત પઢતાં પઢતાં હૈઝ આવી ગયું તો તેની કઝા કરવી પડશે, અને જો રોઝહ શરૂ થયા પછી હૈઝ આવ્યું તો તે રોઝહ તૂટી ગયો,

પાક થયા પછી કઝા કરવી પડશે.

(શામી : ૧/૪૮૫, ઝકરિય્યહ–દેવબંદ)

## નમાઝના અંતિમ સમયે હૈઝ આવી ગયું

જો નમાઝના અંતિમ–આખરી સમયમાં હૈઝ આવી ગયું અને હજુ નમાઝ પઢી નથી તો પણ તે સમયની નમાઝ માફ થઈ જશે. (શામી : ૧/૪૮૫, ઝકરિય્યહ–દેવબંદ)

## આદત પહેલા ખૂન બંધ હોવા પર નમાઝ અને સંભોગનો હુકમ

જો કોઈ ઓરતની આદત પાંચ દિવસ ખૂન આવવાની છે અને ચાર દિવસ આવી ખૂન બિલકુલ બંધ થઈ ગયું, તો તેના પર ગુસલ કરી તે જ સમયથી સાવચેતી દાખવીને નમાઝ પઢવી લાઝિમ છે; પરંતુ જ્યાં સુધી આદતના દિવસો ખતમ ન થાય સંભોગ કરવાની ઈજાઝત નથી.

(આલમગીરી : ૧/૩૯, મરાકિયુલ ફલાહ : ૭૯)

## દસ દિવસથી પહેલા ખૂન બંધ થઈ ગયું

જો દસ દિવસથી ઓછું ખૂન આવ્યું અને એવા સમયે ખૂન બંધ થયું કે તે જલદીથી ગુસલ કરી નમાઝની તકબીરે



તહરીમા કહી શકે છે, તો તેના પર નમાઝ તે જ સમયથી ફર્ઝ છે, જેની કઝા કરવી પડશે અને વખત એટલો તંગ હતો કે ગુસલ કરી અલ્લાહુ અકબર ન કહી શકી તો તે સમયની નમાઝ ફર્ઝ થઈ નહિ, આગામી વખતથી નમાઝ પઢે.

(શામી : ૧/૪૯૩, ઝકરિય્યહ–દેવબંદ)

## દસ દિવસ પૂરા થવા પર ખૂન બંધ થયું

જો દસ દિવસ પૂરા થવા પર કોઈ નમાઝના બિલકુલ અંતિમ સમયમાં ખૂન બંધ થયું કે તે ફક્ત "અલ્લાહુ અકબર" કહી શકે છે, તો પણ તેના ઉપર તે સમયની નમાઝ ફર્ઝ થઈ ગઈ, બાદમાં તેની કઝા કરવી પડશે.

(શામી : ૧/૪૯૩, ઝકરિય્યહ–દેવબંદ)

## હૈઝની હાલતમાં એક મુસ્તહબ અમલ

ઓરતો માટે હૈઝના જમાનામાં એક મુસ્તહબ અમલ આ છે કે, નમાઝના ટાઈમે વુઝૂ કરી કોઈ પાક જગાએ થોડી વાર બેસીને અલ્લાહ તઆલાની યાદ કર્યા કરે, જેથી નમાઝની આદત છૂટે નહિ અને પાક થયા પછી નમાઝ પઢવામાં સુસ્તી અને દિલ ગભરાય નહિ.

(શામી : ૧/૩૧૧, ઝકરિય્યહ–દેવબંદ, આલમગીરી : ૧/૩૮, તાતારખાનિયહ : ૧/૩૩૨, મન્હલુલ્ વારિદીન : ૧૧૦)



## સૂઈને ઊઠયા પછી ખૂન જોયું તો બેદારીના સમયથી હૈઝ ગણાશ

જો કોઈ ઓરત સૂઈને ઊઠયા પછી હૈઝનું ખૂન જૂએ, તો તે સમયે હૈઝનો હુકમ લાગુ પડશે જયારથી તે સૂઈને ઊઠી છે, એથી પહેલા ગણાશે નહિ. જેમ કે, એક ઓરત એક દિવસ એક વાગ્યે સૂઈ ગઈ અને મગરિબની અઝાન વખતે ઊઠી અને ખૂન જોયું તો તેના હૈઝનો સમય મગરિબની અઝાનથી ગણાશે, એટલા માટે ઝોહર અને અસરની જે નમાઝો સૂવાના કારણે કઝા થઈ છે તેની પાક થયા પછી કઝા કરવી જરૂરી છે.

(આલમગીરી : ૧/૩૬, મસાઈલે મસ્તૂરાત : ૩૭)

જો હાઈઝાએ રાતે રૂ મૂકયું અને સવારે તેના પર કોઈ અસર જોઈ નહિ, તો રાતે જે સમયે રૂ મૂકયું હતું તે સમયથી પાક ગણાશે અને તેણે ઈશાની નમાઝ કઝા કરવી પડશે, કેમ કે તે રાતથી જ પાક ગણાશે.

(આલમગીરી : ૧/૩૬, મસાઈલે મસ્તૂરાત : ૩૮)

**ફર્જ** : ઓરતની શર્મગાહમાં જે ગોળ કાણું છે તે ગોળ કાણાંના શરૂથી અંદર સુધી ફર્જે દાખિલ કહેવાય છે અને આ કાણાંથી પહેલા બહારની ચામડીને ફર્જે ખારિજ કહેવાય છે. (અહસનુલ ફતાવા : ૨/૩૭)



જ્યારે ખૂન ફર્જે દાખિલથી બહાર આવી જાય ત્યારથી હૈઝ શરૂ થઈ જાય છે, ભલેને ફર્જે ખારિજની બહાર નીકળે યા ન નીકળે, તેનો કોઈ એ'તિબાર (ભરોસો) નથી. (મસાઈલે મસ્તૂરાત : ૩૮)

## ગાદી-કપડું મૂકવાનો હુકમ

બાકિરહ (અપરિણીત) ઓરત માટે ફક્ત હૈઝના દિવસોમાં શર્મગાહ પર ગાદી અથવા કપડું મૂકવું મુસ્તહબ છે, જ્યારે કે ષય્યિબહ (પરિણીત) ઓરત માટે હૈઝના દિવસોમાં ખાસ કરીને અને સામાન્ય દિવસોમાં સામાન્ય રીતે ગાદી રાખવી મુસ્તહબ છે.

(અલ્ મુહીતુલ બુરહાની : ૧/૪૦૧, મન્હલુલ્ વારિદીન : ૮૪)

## ગાદી ક્યાં મૂકે

ઓરતે ગાદી શર્મગાહના જાહેરી (બાહ્ય) ભાગમાં જ રાખવી જોઈએ, અંદરના ભાગમાં ગાદી દાખલ કરવી મકરૂહ છે. (અલ્ મુહીતુલ બુરહાની : ૧/૪૦૧)

## ખૂન બંધ થવા પર ગુસલમાં મોડું કરવું

જ્યારે હૈઝ યા નિફાસનું ખૂન વધુ મુદ્દતથી ઓછામાં



કોઈ નમાઝના શરૂ ટાઈમમાં બંધ થાય, તો અફઝલ આ છે કે ગુસલ કરવામાં જલદી ન કરે; બલકે નમાઝના છેલ્લા મુસ્તહબ સમય સુધી એહતિયાતન (સાવચેતી રૂપે) મોડું કરે, કારણ કે ફરીવાર ખૂન આવવાનો એહતિમાલ (સંદેહ, શંકા) ન રહે.

(તાતારખાનિયહ : ૧/૩૩૪, મન્હલુલ્ વારિદીન : ૧/૯૩)

## રમઝાનુલ મુબારકના દિનમાં પાક થનારી ઓરતને હિદાયત

જો કોઈ ઓરત રમઝાનુલ મુબારકના દિનમાં પાક થઈ ગઈ તો બાકીના દિવસમાં ખાવું–પીવું દુરુસ્ત નથી, સાંજ સુધી રોઝહદારોની જેમ રહેવું જરૂરી છે, પરંતુ તે દિવસ રોઝહમાં ગણાશે નહિ, તેની કઝા જરૂરી છે.

(હિદાયહ : ૧/૨૩૦, મરાકિયુલ ફલાહ : ૩૭૦)

## રમઝાનુલ મુબારકની રાતમાં પાક થઈ

જો દસ દિવસ સંપૂર્ણ હેઝ આવ્યા પછી રમઝાનુલ મુબારકની રાત્રે બિલકુલ આખરી હિસ્સામાં પાક થઈ કે હજુ સુબ્હે સાદિકમાં અમુક ક્ષણો (જો કે કેવળ અલ્લાહુ અકબર કહેવાના બરાબર હોય) બાકી હતી, તો આવતા દિવસનો તેનો રોઝહ સહીહ અને ભરોસાપાત્ર ગણાશે,



અને જો અલ્લાહુ અકબર કહેવાના બરાબર પણ વખત ન બચે તો તે દિવસનો રોઝહ ગણાશે નહિ, બાદમાં કઝા કરવી પડશે અને જો દસ દિવસથી ઓછામાં ખૂન બંધ થયું છે તો જો રાતમાં ગુસલ કર્યા પછી અલ્લાહુ અકબર કહેવાના બરાબર ટાઈમ બાકી છે તો આવતા દિવસનો રોઝહ સહીહ થશે. નહિતર સહીહ નહિ થાય, બાદમાં કઝા કરવી પડશે.

(મન્હલુલ્ વારિદીન : ૧/૯૧, શામી : ૧/૪૯૨, ૪૯૩, ઝકરિય્યહ–દેવબંદ, તકરીરાતે રાફિઈ : ૧/૩૮, ઝકરિય્યહ–દેવબંદ)

## હૈઝની હાલતમાં સિજદ-એ તિલાવત વાજિબ નથી

હૈઝ અને નિફાસની હાલતમાં આયતે સિજદહ પઢવા અથવા સાંભળવાથી પઢનારી અને સાંભળનારી ઓરત પર સિજદહ વાજિબ થતો નથી.

(બહરુર્રાઈક : ૨/૧૧૯, મન્હલુલ્ વારિદીન : ૧/૧૧૦)

## હાઈઝહ આયતે સિજદહ પઢશે તો સાંભળનાર પર સિજદહ વાજિબ

જો હૈઝવાળી ઓરત આયતે સિજદહ તિલાવત કરે તો





સાંભળનાર પર સિજ્દ–એ–તિલાવત વાજિબ થઈ જશે.

(દુર્રે મુખ્તાર : ૨/૫૮૧, ઝકરિય્યહ–દેવબંદ, તાતારખાનિયહ : ૧/૭૭૫, કબીરી : ૪૬૭)

## હૈઝની હાલતમાં કુર્આને કરીમની તિલાવત કરવાની મનાઈ

હૈઝ અને નિફાસની હાલતમાં ઈરાદાપૂર્વક કુર્આને કરીમની તિલાવત જાઇઝ નથી.

(મન્હલુલ્ વારિદીન : ૧/૧૧૧)

## કુર્આને કરીમની મુઅલ્લિમહ હાલતે હૈઝમાં કેવી રીતે સબક આપે ?

જો કુર્આને કરીમ પઢાવનારી મુઅલ્લિમહ (શિક્ષિકા) માટે હૈઝની હાલતમાં બચ્ચીઓને પઢાવવાનું જરૂરી હોય તો પૂરી આયત એકી સાથે ન પઢાવે, બલકે એક–એક શબ્દ અલગ અલગ કરીને પઢાવે, દા.ત. (કુલ–હુવ–અલ્લાહુ–અહદુન્) અર્થાત હરેક શબ્દના વચ્ચે અંતર કરે, રવાનગીથી ન પઢે.

(મન્હલુલ્ વારિદીન : ૧/૧૧૨)



## હાલતે હૈઝમાં કુર્આને કરીમને હાથ લગાડવો

હૈઝ અને નિફાસની હાલતના દિવસોમાં કુર્આને કરીમને કવર વગર હાથ લગાડવો જાઈઝ નથી.

(દુર્રે મુખ્તાર : ૧/૪૮૮, ઝકરિય્યહ–દેવબંદ)

## હૈઝની હાલતમાં કુર્આને કરીમનું દમ કરેલું પાણી પીવું

હૈઝ અને જનાબતની હાલતમાં ઝમઝમનું પાણી પી શકાય છે અને આવી જ રીતે તે પાણી અથવા બીજી કોઈ વસ્તુ જેના પર કુર્આને કરીમ પઢી દમ કર્યો હોય તો તે પાણી પીવું જાઈઝ છે. (મસાઈલે મસ્તૂરાત : ૧૩૦)

## સફરી થેલો અને સામાન્ય બેગમાં કુર્આન હોય તો હાઈઝાએ ઉઠાવવું

સફરી થેલો (અર્થાત્ બેગ) અને સામાન્ય બેગ (અર્થાત્ સ્કૂલ વગેરેની બેગ)માં કુર્આને કરીમ મૂક્યું હોય તો હાઈઝાએ તેને ઉઠાવવું દુરુસ્ત છે. આવી જ રીતે પર્સ વગેરેમાં કુર્આને કરીમ મૂક્યું હોય તો તેને ઉઠાવવું પણ જાઈઝ છે. (મસાઈલે મસ્તૂરાત : ૧૩૧)

## તિલાવતની નિય્યત વગર કુર્આની આયતો પઢવી

જો તિલાવતની નિય્યત ન હોય; બલકે હમ્દે ખુદાવંદી, દુઆ અને ઝિક્રના હેતુથી કુર્આને કરીમની આયતો હૈઝની હાલતમાં પઢવામાં આવે, તો આ વિશે ચોખવટ આ છે કે દુઆ અને હમ્દના વિષયોને લગતી આયતોમાં તો તેનું પઢવું એકંદરે જાઈઝ છે, ચાહે આયતો લાંબી હોય યા ટૂંકી અને જો હમ્દો–સનાવાળી આયતો ન હોય, દા.ત. સૂરએ લહબ, તો નાની નાની આયતોને પઢવાની છૂટછાટ છે અને લાંબી આયતોને પઢવાની મનાઈ છે.

(શામી : ૧/૪૨૩, ઝકરિય્યહ–દેવબંદ, મન્હલુલ્ વારિદીન : ૧/૧૧૧, ૧૧૨, કિતાબુલ મસાઈલ : ૧/૨૦૯)

## હાલતે હૈઝમાં કુર્આની અને નબવી દુઆઓ પઢવી

હૈઝની હાલતમાં હરેક પ્રકારની દુઆઓ પઢવી જાઈઝ છે, ત્યાં સુધી કે તે દુઆઓ પણ પઢી શકાય છે, જેના શબ્દો કુર્આને કરીમ અને અહાદીસે તય્યિબહમાં આવેલ છે. આ હાલતમાં દુઆએ કુનૂત પઢવું પણ દુરુસ્ત છે.

(દુર્રે મુખ્તાર : ૧/૪૮૮, ઝકરિય્યહ–દેવબંદ, મન્હલુલ્ વારિદીન : ૧/૧૧૨)



## હાલતે હૈઝમાં આયતોવાળા કેલેન્ડરને હાથ લગાડવો

હૈઝની હાલતમાં આયતોવાળા કેલેન્ડરને અથવા શો પીસને હાથ લગાડવો જાઈઝ નથી, અને એવું કેલેન્ડર જેના પર કુર્આને કરીમની નાનકડી આયત મોટા શબ્દોમાં લખી છે; પરંતુ તેમાં કુર્આને કરીમના આયતના સિવાય બીજા શબ્દો વધારે હોય તો હૈઝ અને નિફાસવાળી ઓરતે તે કેલેન્ડરને અડકવું યા લેવું જાઈઝ નથી.

(મસાઈલે મસ્તૂરાત : ૧૩૧)

## હાલતે હૈઝમાં સલામ અને અઝાનનો જવાબ આપવો

હૈઝની હાલતમાં અઝાનના શબ્દોનો જવાબ આપવો અને ત્યાર બાદ દુઆ પઢવી બધું દુરુસ્ત છે.

(આલમગીરી : ૧/૩૮)

## હાલતે હૈઝમાં દીની કિતાબોનું વાંચન અને દર્સ

નાપાકીના દિવસોમાં દીની કિતાબોનું વાંચન કરવું અને સબક દેવો જાઈઝ છે; પરંતુ તેમાં જ્યાં કુર્આને





કરીમની આયતો લખી છે તે જગાએ હાથ લગાડવો અને તે આયતોને ઝબાનથી પઢવી જાઈઝ નથી.

(શામી : ૧/૩૨૦, ઝકરિય્યહ–દેવબંદ, મનૂહલુલ્ વારિદીન : ૧/૧૧૩)

## હાલતે હૈઝમાં કુર્આને કરીમનું કંપોઝિંગ

હૈઝની હાલતમાં કુર્આને કરીમને ટાઈપ મશીન પર ટાઈપ કરવું અથવા કૉમ્પ્યૂટરમાં કંપોઝિંગ કરવું મકરૂહ છે. કુર્આને કરીમની અઝમતનો તકાદો આ છે કે સંપૂર્ણ પાકી બાદ જ આ કામ અંજામ દેવામાં આવે.

(શામી : ૧/૩૧૭, ઝકરિય્યહ–દેવબંદ, તાતારખાનિયહ : ૧/૩૩૩)

## કુર્આની આયતોવાળું લખાણ વગેરેને અડકવું

હસ્તાક્ષર, લૉકેટ, ચંદ્રક અથવા પ્યાલું, રકાબી, તા'વીઝ વગેરે જેના ઉપર કુર્આને મજીદની આયતો લખી હોય, તો આ વસ્તુઓને હાઈઝહ ઓરત કિનારેથી અડકી શકે છે. અલબત્ત, લખેલી જગાને હાથ લગાડવો જાઈઝ નથી, પરંતુ બેહતર આ જ છે કે કિનારેથી કપડા





વગેરેથી જ પકડે.

(શામી : ૧/૪૮૮, ઝકરિય્યહ–દેવબંદ, મન્હલુલ્ વારિદીન : ૧/૧૧૩)

## હાલતે હૈઝમાં મસ્જિદમાં જવું

હૈઝની હાલતમાં મસ્જિદની શરઈ હદમાં જવું જાઇઝ નથી.

(શામી : ૧/૪૨૧, ઝકરિય્યહ–દેવબંદ, મન્હલુલ્ વારિદીન : ૧/૧૧૩)

હા, હૈઝ અને નિફાસ અને જનાબતવાળી ઓરતે ઈદગાહમાં જવું જાઇઝ છે, કેમકે તે મસ્જિદના હુકમમાં નથી. (બહરુર્રાઇક : ૧/૩૩૮)

## હાલતે હૈઝમાં વઅઝની મજલિસમાં જવું

હૈઝવાળી ઓરતે વઅઝ અને નસીહતની મજલિસમાં શરીક થવું દુરુસ્ત છે (શર્ત એ કે તે મજલિસ મસ્જિદમાં ગોઠવેલી ન હોય).

(મુસ્લિમ શરીફ : ૧/૨૯૧, હદીસ નંબર : ૨૦૫૫)



## ફઝાઈલે આ"માલ વ બેહિશ્તી ઝેવર વગેરે પઢવું-અડકવું

હેઝની હાલતમાં ફઝાઈલે આ'માલ, બેહિશ્તી ઝેવર અને ફિકહ તથા હદીસની કિતાબોની માર્ગદર્શિકાઓ અને સહાબ–એ–કિરામ (રદિ.)ની જીવનકથા પર સંબંધિત કિતાબોને અડકવું–પઢવું જાઇઝ છે.

(ગુલ્દસ્ત–એ–ખવાતીન : પર)

## હાલતે હૈઝમાં તવાફ કરવો

નાપાકીના દિવસોમાં બયતુલ્લાહ શરીફનો તવાફ કરવો હરામ છે, પરંતુ જો કોઈ ઓરત આ હાલતમાં મજબૂરી હોવાના લઈને તવાફે ઝિયારત કરે તો તે તવાફ ભરોસાપાત્ર ગણાશે, તેમ છતાં જુર્માનામાં એક ઊંટની કુરબાની લાઝિમ થશે (અને જો પાક થયા પછી તવાફને ફરીવાર કરી લેશે તો જુર્માનો ખતમ થઈ જશે).

(મુસ્તફાદ કિતાબુલ મસાઇલ : ૧/૨૧૨, ગુન્યતુન્નાસિક : ૧૪૫, ઇઝાહુન્નવાસિક : ૧૦૪)

## હાલતે હૈઝ અને નિફાસમાં સંભોગ કરવો હરામ છે

હૈઝ અને નિફાસની હાલતમાં બીવીથી સંભોગ–હમબિસ્તરી કરવી ચોક્કસપણે હરામ છે. કુર્આને કરીમમાં તેની મુમાનઅત–મનાઈ વારિદ છે, ત્યાં સુધી કે અમુક ધર્મશાસ્ત્રીઓએ આ હાલતમાં હમબિસ્તરીને હલાલ સમજનાર પર કુફ્રનો ફતવો આપ્યો છે.

(મન્હલુલ્ વારિદીન : ૧/૧૧૩)

## હાલતે હૈઝમાં મિયાં-બીવીનું સાથે સૂવું

હૈઝની હાલતમાં ઓરતના ઘૂંટણ અને દૂંટીના દરમિયાની હિસ્સાથી આડ વગર ફાયદો પ્રાપ્ત કરવાની મનાઈ છે. અલબત્ત, કપડાં પહેરી અને સતર છુપાવી મિયાં–બીવીનું એક સાથે સૂવામાં જરાય વાંધો નથી. આવી જ રીતે ઘૂંટણની નીચે અને દૂંટીની ઉપરના હિસ્સાથી આડ વગર ફાયદો ઉઠાવવો જાઈઝ છે.

(શામી : ૧/૪૮૬, ઝકરિય્યહ–દેવબંદ)

## હાલતે હૈઝમાં અલગ બિસ્તર પર સૂવું

હૈઝ અને નિફાસના કારણે અલગ બિસ્તર કરવો ન

જોઈએ, બલકે નિત્યક્રમ મુજબ સાથે જ સૂવું જોઈએ. આ હાલતમાં બિસ્તર અલગ કરવો યહૂદીઓનું કાર્ય છે, જેની મુશાબહત (અનુરૂપતા)થી બચવું લાઝિમ છે.

(શામી : ૧/૪૮૬, ઝકરિય્યહ–દેવબંદ)

## હાલતે હૈઝમાં સંભોગ પર કફ્ફારો

જો ગલબ–એ–શહ્વત (કામવાસનાની તીવ્રતા)માં હાલતે નાપાકીમાં સંભોગ થયો તો બન્ને આ ગુના પર સાચા દિલથી તૌબા કરે. હા, જો ઓરતને મજબૂર કરવામાં આવે તો ઓરતને ગુનો લાગુ પડશે નહિ અને મરદ માટે મુસ્તહબ છે કે, આ ગુનાની ભરપાઈ માટે કફ્ફારા (પ્રાયશ્ચિત્ત) રૂપે ખૂનનો લાલ રંગ (ઘેરો) હોવાની સૂરતમાં એક દીનાર (૪ ગ્રામ, ૩૭૪ મિલીગ્રામ સોનું યા તેની કિંમત) અને પીળા રંગનું ખૂન હોવાની શકલમાં અડધો દીનાર (૨ ગ્રામ, ૧૮૭ મિલીગ્રામ સોનું અથવા તેની કિંમત) ગરીબો પર સદકહ કરે; પરંતુ આ સદકહ વાજિબ નથી. તૌબા પછી સદકહ ન કરવા પર ગુનેહગાર ઠરશે નહિ.

(શામી : ૧/૪૯૪, ઝકરિય્યહ–દેવબંદ, મનૂહલુલ્ વારિદીન : ૧/૧૧૪)



## ખૂન બંધ થયા પછી હમબિસ્તરી

જો દસ દિવસ પર ખૂન બંધ થયું છે તો ભલે તુરંત હમબિસ્તરી કરવાની ગુંજાઈશ છે; પરંતુ મુસ્તહબ આ છે કે ગુસલ કર્યા પછી હમબિસ્તરી કરે.

(દુર્રે મુખ્તાર : ૧/૪૮૯, ઝકરિય્યહ–દેવબંદ, મરાકિયુલ ફલાહ : ૭૮)

## દસ દિવસથી પહેલાં ખૂન બંધ થયા બાદ સંભોગ

જો દસ દિવસથી ઓછામાં આદત પૂરી થવા પર ખૂન બંધ થયું છે તો ત્યાં સુધી સંભોગ હલાલ નહિ થાય, જયાં સુધી કે ઓરત ગુસલ કરે અથવા એટલો સમય વીતી જાય કે તેના ઝિમ્મે ઓછામાં ઓછી એક નમાઝ લાઝિમ થઈ જાય અર્થાત્ ગુસલ કરી અલ્લાહુ અકબર કહેવાની ગુંજાઈશ પછી બીજી નમાઝનો સમય શરૂ થઈ જાય. આ તે સમયે છે જયારે કે કોઈ નમાઝના સમયમાં ખૂન બંધ થયું હોય અને જો સમય મુહમલ અર્થાત્ સૂરજ નીકળ્યાથી ઝવાલ સુધીના વચમાં ખૂન બંધ થયું છે, તો તે ઓરતથી વગર ગુસલે સંભોગ ત્યાં સુધી હલાલ નહિ થાય જયાં સુધી કે અસરનો સમય શરૂ ન થાય, કેમ કે આ સૂરતમાં અસરના વખતમાં જ તેના ઝિમ્મે ઝોહરની કઝા લાઝિમ



થશે. (શામી : ૧/૪૧૯, ઝકરિય્યહ–દેવબંદ)

## હૈઝવાળી ઓરતે ખાવા પકાવવું

હૈઝ અને નિફાસની હાલતમાં ખાવા પકાવવું, આટો ગૂંદવો વગેરે બધું જ હલાલ છે. આવી ઓરતના કેવળ હાથ લગાડવાથી કોઈ ચીજ નાપાક થતી નથી. તેની પકાવેલી વાનગીનો ઉપયોગ કરવો વાંધા વગર દુરુસ્ત છે.

(શામી : ૧/૪૨૨, ઝકરિય્યહ–દેવબંદ, તહ્તાવી અલલ મરાકી : ૭૮)

## હૈઝની હાલતમાં નખ કાપવા

ઓરતે જનાબત કિંવા ગુસલ ફર્ઝ હોવાની હાલતમાં નખ કાપવા મકરૂહ છે. (આલમગીરી : ૫/૫૯૮)

હૈઝની હાલતમાં નખ કાપવા બાબત સ્પષ્ટ રૂપે કોઈ હુકમ જોવામાં આવ્યો નથી. અલબત્ત, જનાબતની હાલતમાં નખ કાપવાના મકરૂહ હોવાનું કારણ એ બતાવવામાં આવ્યું છે કે, માણસનું તે અંગ નાપાકીની હાલતમાં જુદું કરવું મુનાસિબ નથી. એ જ કારણ હૈઝને પણ લાગુ પડે છે. (મહમૂદુલ ફતાવા : ૧/૪૭૧, ૪૭૨)

## હાલતે હૈઝમાં મહેંદી લગાડવી

હૈઝ અને નિફાસની હાલતમાં મહેંદી લગાડવી જાઈઝ છે અને બાદમાં તેનો રંગ બાકી રહેવા છતાં પાકી હાસિલ થવામાં શંકાને કોઈ જ સ્થાન નથી.

(દુર્રે મુખ્તાર : ૧/૫૩૭, ઝકરિય્યહ–દેવબંદ, આપકે મસાઈલ ઔર ઉન્કા હલ : ૨/૫૩)

## દવા દ્વારા હૈઝના ખૂનને બંધ કરવું

જો દવા દ્વારા ખૂન બંધ કરવામાં આવ્યું તો જ્યાં સુધી ખૂન ચાલુ ન થાય ઓરત પાક જ ગણાશે, પરંતુ જો તેનાથી તંદુરસ્તીને નુકસાન થાય, જેમ કે મુશાહદહ (જાત નિરીક્ષણ) છે તો આ અમલ કરવામાં ન આવે.

(કિતાબુલ્ ફિક્હ અલલ્ મઝાહિબિલ્ અર્બઅહ : ૧/૧૨૪)

## હૈઝ શરૂ થયા પછી તેને દવા દ્વારા રોકવું

જો કોઈ ઓરતને આદત મુજબ હૈઝ આવવાનું શરૂ થયું, પછી તેણે દવા ખાઈને તેને વચમાં જ રોકી દીધું તો ફક્ત ખૂન બંધ થવાથી તે પાક નહિ થાય, બલકે આદતના દિવસો સુધી તે નાપાક જ ગણાશે. (મન્હલુલ્ વારિદીન : ૮૧)

## ફક્ત શકના લીધે છોડેલી નમાઝની કઝા જરૂરી છે

જો કોઈ ઓરતની આદત દસ તારીખે ખૂન આવવાની છે તો પણ જયાં સુધી હૈઝ શરૂ ન થાય ત્યાં સુધી નમાઝ છોડવી ભૂલભરેલું કાર્ય છે, કેમ કે હૈઝ શરૂ થવાનો હુકમ ત્યારે લાગુ પડશે જયારે ખૂન નીકળી જાહેર થાય. એટલા માટે જે નમાઝો છોડી છે તેની કઝા લાઝિમ છે.

(આલમગીરી : ૧/૩૮, મસાઈલે મસ્તૂરાત : ૫૬)

## સુસ્તીના કારણે નમાઝ પઢી ન હતી અને માસિક આવ્યું તો કઝા નથી

કોઈ ઉઝર–બહાનું ન હતું છતાં કોઈ નમાઝ પઢવામાં મોડું કર્યું અને તે નમાઝના વખતમાં હૈઝ આવવાનું શરૂ થઈ ગયું તો નમાઝ માફ છે, કેમ કે, હૈઝ આવવાના કારણે તે જવાબદાર રહી નથી.

(આલમગીરી : ૧/૩૮, મસાઈલે મસ્તૂરાત : ૫૭)

## દવાઓ ખાઈને હૈઝના દિવસો રોકવા કેવા છે ?

રમઝાનુલ મુબારકમાં અમુક ઓરતો દવાઓ વગેરે



ખાઈને દિવસો રોકે છે, તો આવી રીતે દવાઓ ખાઈને દિવસો રોકવા પર શરઅન કોઈ પાબંદી નથી; પરંતુ જો આ કાર્ય ઓરતની તંદુરસ્તી માટે નુકસાનકારક હોય તો જાઈઝ નથી.

(આપકે મસાઈલ ઔર ઉન્કા હલ : ૩/૨૭૮)

## દવાઓ ખાઈને દિવસો રોકી રાખેલા રોઝાઓનો હુકમ

રમઝાનુલ મુબારકમાં બધા જ રોઝહ રાખવા માટે અમુક ઓરતો દવા ખાય છે, તો જ્યાં સુધી હૈઝનું ખૂન ન નીકળે અને જાહેર ન થાય ત્યાં સુધી હૈઝનો હુકમ લગાડવામાં આવશે નહિ અને તે ઓરત પાક જ ગણાશે અને તેના રોઝહ રાખવા સહીહ ગણાશે.

(આલમગીરી : ૧/૩૮, મસાઈલે મસ્તૂરાત : ૬૯)

## હાઈઝા રાતમાં પાક થઈ તો રોઝહનો હુકમ

જો કોઈ ઓરત રાતમાં પાક થઈ અને પૂરા દસ દિવસ-રાત હૈઝ આવ્યું છે તો એટલો જરાક સમય પણ બાકી છે કે જેમાં એક વખત પણ અલ્લાહુ અકબર કહી શકતી





નથી તો પણ સવારનાં રોઝહ વાજિબ છે.

(શર્હુત્તન્વીર : ૧/૩૦૫, બેહિશ્તી ઝેવર : ૨/૧૮૧)

## ગુસલ કર્યા વગર રોઝહ રાખ્યો તો દુરુસ્ત છે

કોઈ ઓરત રાતમાં એવા સમયે પાક થઈ જેમાં ફુર્તીથી ગુસલ કરી શકે છે; પરંતુ (જો ગુસલ) ન કર્યું તો રોઝહ ન છોડે, બલકે રોઝહની નિય્યત કરી લે અને સવારમાં ગુસલ કરી લે. જે ઓરત આવું કરશે તો તેનો રોઝહ ઠીક છે અને ફરીવાર કઝા કરવાની જરૂરત નથી.

(મસાઈલે મસ્તૂરાત : ૭૯)

## દસ્તાના (મોજાં) પહેરીને કુર્આને કરીમને અડકવું જાઈઝ નથી

હાઈઝહ ઓરત ભલેને હાથમાં મોજાં પહેરી પણ લે, તો પણ તેના માટે કદાપિ જાઈઝ નથી કે તે કુર્આને કરીમને અડકે અથવા તિલાવત કરે.

(આલમગીરી : ૧/૩૯, મસાઈલે મસ્તૂરાત : ૧૧૦, ખૈરુલ ફતાવા : ૨/૧૪૦)



## પહેરેલા કપડાંના કોઈપણ હિસ્સાથી કુર્આને કરીમને અડકવું જાઈઝ નથી

હાઈઝહ અને નિફાસવાળી ઓરતે જે કપડાં પહેરી રાખ્યા છે, જેમકે ફ્રોકની બાંય, દામન અને દુપટ્ટાનો છેડો વગેરે તો તેના સાથે પણ કુર્આને કરીમને પકડવું અને અડકવું યા ઉઠાવવું દુરુસ્ત નથી.

(હિદાયા : ૧/૬૪, મસાઈલે મસ્તૂરાત : ૧૧૨)

## રૂમાલ વગેરે બદનથી અલગ હોય તો તેનાથી કુર્આને કરીમને અડકવું

હાઈઝહ અથવા નિફાસવાળી ઓરતનું જે કપડું બદનથી જુદું હોય, જેમકે રૂમાલ વગેરે તો તેનાથી કુર્આને કરીમને પકડવું જાઈઝ છે. (બેહિશ્તી ઝેવર : ૨/૧૮૩)

## હૈઝના દિવસોમાં કોઈ રોઝહ વિશે પૂછે તો કેવી રીતે નકારે ?

ખાસ દિવસોમાં જ્યારે પિતા, ભાઈ યા કોઈ રોઝહ વિશે પૂછે તો આવી વાતોમાં શર્મો–હયા સારી વાત છે; પરંતુ આ કહેવાને બદલે કે અમારો રોઝહ છે, કોઈ એવો

ફકરો કહી આપે જેમાં જૂઠ ન હોય. જેમકે, અમે પણ સેહરી બધાની સાથે કરી હતી.

(આપકે મસાઈલ ઔર ઉન્કા હલ : ૩/૨૮૦, મસાઈલે મસ્તૂરાત : ૭૪)

## હૈઝની હાલતમાં સફરથી મુસાફિર નહિ બને

હૈઝવાળી ઓરત પાસે ચાહે ૪૮ માઈલ (૭૭ ૧/૪ કિ.મી.અથવા તેથી દૂરના સ્થળે જવાની નિય્યત કરી સફર શરૂ કરે તો પણ તે મુસાફિર નહિ ગણાય, બલકે મુકીમ જ બાકી રહેશે. (ઝુબ્દતુલ ફતાવા : ૩/૧૫૬)

## પાક થયા પછી દૂરના સ્થળે પૂરી નમાઝ પઢશે

એક ઓરત હૈઝની હાલતમાં ૪૮ માઈલ અથવા તેથી દૂરના સ્થળે સફર કરી પહોંચી અને ત્યાં પંદર દિવસ રોકાણ કરવાનું નથી તો જ્યાં ગઈ છે ત્યાં પૂરી નમાઝ પઢવી પડશે, કારણ કે હૈઝની હાલતમાં સફર કરવાથી તે મુસાફિર બની નથી, એટલે તેણીને સફરનો હુકમ લાગુ પડશે નહિ. (ઝુબ્દતુલ ફતાવા : ૩/૧૫૬)

## સફર દરમિયાન પાક થાય તો પૂરી યા કસ્ર નમાઝનો હુકમ

એક ઓરતે હૈઝની હાલતમાં ૪૮ માઈલથી વધુ દૂરના સ્થળે જવા માટે સફર શરૂ કરી અને નિશ્ચિત સ્થળે પહોંચતા પહેલાં સફર દરમિયાન તે પાક થઈ ગઈ, તો જો નિશ્ચિત સ્થળે પહોંચવા માટે આગળની સફર ૪૮ માઈલ કે તેથી વધુ અંતરની છે તો હૈઝ બંધ થયા પછી આગળની સફરમાં તેણી મુસાફિર ગણાશે, માટે આગળની સફરમાં હવે તે મુસાફિર હોવાથી કસ્ર નમાઝ પઢશે અને જો હૈઝ બંધ થયા પછી નિશ્ચિત સ્થળે પહોંચવા માટેની સફર ૪૮ માઈલના અંતરની ન હોય, બલકે તેથી ઓછા અંતરની હોય તો મજકૂર ઓરત પાક થયા પછી આગળ સફરમાં મુસાફિર નહિ બને અને તેણીએ આગળની સફરમાં પૂરી નમાઝ પઢવી પડશે.

(ઝુબ્દતુલ ફતાવા : ૩/૧૫૭)

## પાકીની હાલતમાં સફર કરવાથી મુસાફિર ગણાશે

એક ઓરતે પાકીની હાલતમાં ૪૮ માઈલ અથવા તેથી દૂરના સ્થળે આવેલી આબાદીમાં જવાની નિય્યતથી

સફર શરૂ કરી અને નિશ્ચિત આબાદીમાં પહોંચતા પહેલા સફર દરમિયાન તેણીને હૈઝ શરૂ થઈ ગયું તો શરઈ દૃષ્ટિએ મુસાફિર ગણાશે અને સફર દરમિયાન પાક થઈ જાય તો સફરમાં કસ્ર નમાઝ પઢવાની રહેશે, ચાહે નિશ્ચિત સ્થળે પહોંચવા માટે આગળની સફર ૪૮ માઈલની હોય કે તેથી ઓછા અંતરની હોય. (ઝુબ્દતુલ ફતાવા : ૩/૧૫૮)

## સફરના સ્થળે પહોંચીને નમાઝનો હુકમ

મજકૂર ઓરત જો પોતાના સફરના નિશ્ચિત સ્થળે પહોંચીને હૈઝથી પાક થાય અને તેણીએ તે સ્થળે પંદર દિવસ લગાતાર રહેવાની નિય્યત કરી ન હોય તો ત્યાં મુસાફિર જ ગણાશે અને તે સ્થળે કસ્ર નમાઝ પઢવાની રહેશે અને જો સફરના નિશ્ચિત સ્થળે પહોંચીને ત્યાં લગાતાર પંદર દિવસ રહેવાની નિય્યત કરી હોય તો તેણી તે સ્થળે મુકીમ ગણાશે અને પૂરી નમાઝ પઢવાની રહેશે.

(ઝુબ્દતુલ ફતાવા : ૩/૧૫૮)

## વિમાનમાં હૈઝ બંધ થયું તો ગુસલ તથા તયમ્મુમનો હુકમ

વિમાનમાં સંડાસ નાનું હોય છે અને ગુસલ કરવું મુશ્કેલ હોય છે, (શું પાણી મવજૂદ હોવા છતાં આ

મજબુરીના લીધે તયમ્મમ કરી શકે છે ?) તો કોઈક વાર નમાઝનો વખત આવી જાય તો તયમ્મુમ કરી નમાઝ પઢે અને ત્યાર પછી નમાઝને ઘરે આવી ગુસલ કરી ફરી વાર પઢે અને જો કોઈ નમાઝ ન આવે તો પછી ઘરે પહોંચીને જ ગુસલ કરે. (મસાઈલે મસ્તૂરાત : ૧૮૯)

## વિમાનમાં ખૂન બંધ થયું અને વખત બાકી છે

જો વિમાનમાં નમાઝના આખરી સમયમાં ખૂન બંધ થયું અને સફર પૂરો થવાનો હોય અને નમાઝનો વખત પણ બાકી હોય તો આ ઓરત ઘરે જઈને ગુસલ કરી નમાઝ પઢે અને તયમ્મુમ કરી નમાઝ ન પઢે.

(મસાઈલે મસ્તૂરાત : ૧૮૯)

અને જો વધુ વખત ન હોય, બલકે એટલો વખત હોય કે ઘરે જઈને જલદી જલદી નમાઝ તો પઢી શકે છે, પરંતુ ગુસલનો વખત રહેતો નથી તો આ ઓરત આટલા સમયમાં ઘરે જવાના બદલે એરપોર્ટ પર જ ગુસલ કરી નમાઝ પઢી શકતી હોય તો ગુસલ કરી એરપોર્ટ પર જ નમાઝ પઢે. (મસાઈલે મસ્તૂરાત : ૧૮૯)

## જે મોબાઈલમાં કુર્આન ડાઉન લોડ કર્યું હોય તો તેને અડકવાનો હુકમ

મોબાઈલ ફોનમાં કુર્આને કરીમ ડાઉન લોડ (Down Load) કરવું અને તે કુર્આને કરીમથી પઢવું અને સાંભળવું શરઈ દ્દષ્ટિએ જાઈઝ છે અને જ્યાં સુધી સ્ક્રીન પર કુર્આને કરીમના શબ્દો આવતા ન હોય, તેને વગર વુઝૂએ પોતાની પાસે રાખવો અથવા સંડાસ વગેરેમાં લઈ જવો જાઈઝ છે. કેમ કે, આ હાલતમાં તેના પર કુર્આને કરીમની ઓળખ સાદિક આવતી નથી. અલબત્ત, જ્યારે કુર્આને કરીમના શબ્દો સ્ક્રીન પર લખેલા આવી રહ્યા હોય તો આ હાલતમાં વગર વુઝૂવાળી ઓરતે અને જેના પર ગુસલ વાજિબ છે એવી ઓરતે મોબાઈલ ફોનને અડકવો જાઈઝ નથી. કેમ કે, તેના પર કુર્આને કરીમની ઓળખ સ્પષ્ટ છે. (અહમ મસાઈલ : ૫૭)

## ખાસ દિવસોમાં તલાકની ઈદ્દતના અહકામ

તલાકની ઈદ્દતનો સંબંધ હેઝથી પણ છે. તે તલાક દીધેલી ઓરત જેને હેઝ આવતું હોય, તેની ઈદ્દત તલાક મળ્યા પછી જે હેઝ આવે તેની ગણતરી કરીને ત્રણ હેઝ છે. (કુદૂરી : ૧૮૬, મસાઈલે મસ્તૂરાત : ૧૬૧)

## જે ઓરતને હૈઝ ન આવતું હોય

જે ઓરતને કમ ઉંમરી યા વૃદ્ધાવસ્થાના કારણે હૈઝ આવતું ન હોય તો તેની તલાકની ઈદ્દત ત્રણ માસ છે. કુર્આને કરીમમાં ઈરશાદે ખુદાવંદી છે : "તમારી સ્ત્રીઓમાંથી જેઓ (વૃદ્ધાવસ્થાના કારણે માસિકથી નિરાશ થઈ ગઈ હોય, જો તમને તેમની ઈદ્દત વિશે) શંકા હોય, તો તેમની ઈદ્દત ત્રણ (ઈસ્લામી) માસ છે, (એ જ ઈદ્દત) તે સ્ત્રીઓની પણ છે, જેમને હજુ સુધી માસિક આવ્યું જ નથી." (તલાક : ૪)

## જે ઓરતના પતિનો ઇન્તિકાલ થઈ જાય તેની ઇદ્દત

જે ઓરતના પતિનો ઈન્તિકાલ થઈ જાય તો તેની ઈદ્દત ચાર માસ દસ દિવસ છે. ઓરત ચાહે મદખૂલહ (એકાંત યા સમાગમ થયો) હોય યા ગેરમદખૂલહ (એકાંત યા સમાગમ થયો ના હોય), નાની હોય યા મોટી, હૈઝ આવતું હોય યા ન આવતું હોય.

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે : "જો કોઈ તમારામાંથી મૃત્યુ પામે અને પોતાની પાછળ પત્નીઓને મૂકી જાય તો પત્નીઓ પોતાની જાતને (નિકાહથી) ચાર માસ અને

દસ દિવસ સુધી રોકી રાખે." (બકરહ : ૨૩૪)

તદુપરાંત, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે : "જે ઓરત અલ્લાહ તઆલા અને દિને આખિરત પર ઈમાન રાખતી હોય તેના માટે હલાલ નથી કે તે કોઈ મય્યિત પર ત્રણ દિવસથી વધુ સોગ મનાવે, સિવાય પોતાના શોહર પર કે તેના પર ચાર માસ દસ દિવસ સોગ મનાવે. (બુખારી શરીફ ૧/૧૭૧, હદીસ નંબર : ૧૨૬૭, કુદૂરી : ૧૮૬) અને જો ગર્ભવતી હશે તો સુવાવડ થવાથી તેની ઈદ્દત પૂરી થઈ જશે. (હિદાયહ : ૨/૪૨૪)

## હાલતે હૈઝમાં ત્રણ તલાક આપવી

હૈઝની હાલતમાં ત્રણ તલાક વાકિઅ થઈ જાય છે. જો કે બુરું છે, પરંતુ તલાક થઈ જશે અને તે બાઈનહ મુગલ્લઝહ થઈ ગઈ. હલાલો કર્યા વિના તે ઓરત આગલા પતિ માટે હલાલ નહિ થાય.

(મસાઈલે મસ્તૂરાત : ૧૬૭)

## ત્રણ હૈઝ સાઠ (૬૦) દિવસમાં

તલાકની ઈદ્દત ત્રણ હૈઝ છે અને જો ગર્ભવતી હોય તો સુવાવડ સુધી ઈદ્દત છે. ઈદ્દત ગુજર્યા પહેલાં બીજા નિકાહ



જાઈઝ નથી. ત્રણ હૈઝ ઓછામાં ઓછા સાઠ દિવસોમાં આવી શકે છે. જો ઓરત એમ કહે કે મારી ઈદ્દત ગુજરી ગઈ, અર્થાત ત્રણ હૈઝ આવી ગયા અને સાઠ દિવસો પણ પૂરા થઈ ચૂકયા છે, જેમાં ત્રણ હૈઝ આવવાની શક્યતા પણ છે તો શરઈ દષ્ટિએ તેની વાત મોઅતબર (ભરોસાપાત્ર) ગણાશે અને બીજા નિકાહ દુરુસ્ત થશે અને જો તલાક બાદ સાઠ દિવસ ગુજરી ગયા, પરંતુ તેને ત્રણ હૈઝ આવ્યા નથી તો કેવળ સાઠ દિવસનું ગુજરી જવું તેની ઈદ્દત માટે કાફી નથી અને તેના નિકાહ ભરોસાપાત્ર ગણાશે નહિ, તરત બીજા શોહરથી જુદી કરી દેવામાં આવે, ત્રણ હૈઝ પૂરા થયા પછી ફરી વાર નિકાહ કરવામાં આવે.

(ફતાવા મહમૂદિય્યહ : ૧૩/૩૯૨, મસાઈલે મસ્તૂરાત : ૧૬૯)

## નાબાલિગાની ઈદ્દત પૂરી થતાં પહેલાં હૈઝ આવ્યું

તલાક દીધેલી નાબાલિગા (કુમાર વય)ની ઈદ્દત ત્રણ મહિનાની આશાથી શરૂ થઈ, પરંતુ ત્રણ માસ પૂરા થવામાં થોડીક વાર પહેલાં હૈઝ આવી ગયું તો નવેસરથી ઈદ્દત ગણશે અને હૈઝ પૂરા કરશે.

(અહસનુલ ફતાવા : ૫/૪૦૪, મસાઈલે મસ્તૂરાત : ૧૭૦)



## "ગેર મદખૂલ બિહા"ને ત્રણ તલાક આપે તો ઈદ્દત

જો ઓરત ગેર મદખૂલ બિહા (જેની સાથે એકાંત યા સમાગમ ન થયો હોય તેવી ઓરત) છે, તો પહેલી જ તલાકે તે મુતલ્લકહ બાઈનહ થઈ ગઈ. બાકી તલાકો તેના પર વાકિઅ નહિ થાય. એકાંત અને સંભોગ ન હોવાથી તેના પર ઈદ્દત પણ લાઝિમ નથી.

બસ, આ ઓરત વગર ઈદ્દતે બીજા મરદથી નિકાહ કરી શકે છે અને જો પ્રથમ શોહરથી ફરીવાર નિકાહ કરવા ચાહે તો હલાલાની જરૂરત નથી. (મસાઈલે મસ્તૂરાત : ૧૬૮)

## નિફાસ

**નિફાસ :** બચ્ચું પેદા થયા પછી જે ખૂન આવે છે તેને નિફાસ કહે છે. (નૂરુલ ઈઝાહ મઅલ્ મરાકી : ૭૫)

## નિફાસની ઓછામાં ઓછી મુદ્દત

નિફાસના ખૂનની ઓછામાં ઓછી કોઈ મુદ્દત નક્કી નથી. થોડીકવાર પણ આવીને બંધ થઈ શકે છે.

(તન્વીરુલ અબ્સાર : ૧/૪૯૭, ઝકરિય્યહ–દેવબંદ)

## નિફાસની વધુમાં વધુ મુદ્દત

નિફાસના ખૂનની વધુમાં વધુ મુદ્દત ચાળીસ દિવસ છે.

(શામી : ૧/૪૯૭, ઝકરિય્યહ–દેવબંદ)

## ઈસ્કાતે હમલ (ગર્ભપાત) પછી આવનાર ખૂનનો હુકમ

જો કોઈ ઓરતનું બચ્ચું નિષ્ફળ કરી નાખવામાં આવ્યું અથવા કસુવાવડ થઈ તો ચાર માસ અથવા તેનાથી વધુનો ગર્ભપાત કરવા પર જે ખૂન આવશે તેને નિફાસ સમજવામાં આવશે અને જો ચાર માસથી ઓછો ગર્ભપાત હોય તો આ ખૂન લગાતાર ત્રણ દિવસ અથવા તેનાથી વધુ દસ દિવસની અંદર અંદર આવવાની સૂરતમાં હૈઝ ગણાશે, શર્ત એ કે આથી પહેલા ઓછામાં ઓછા પંદર દિવસ પાકીની હાલતમાં રહી હોય, નહિ તો (અર્થાત્ ત્રણ દિવસ બરાબર ખૂન જારી ન રહયું અને આથી અગાઉ સંપૂર્ણ પાકી હોય, યા ત્રણ દિવસ ખૂન જારી રહયું; પરંતુ આથી પહેલા સંપૂર્ણ પાકી ન હતી અથવા ત્રણ દિવસથી ઓછું ખૂન આવ્યું અને તેનાથી પહેલા સંપૂર્ણ પાકી ન રહી તો આ ત્રણ સૂરતોમાં આ ખૂન) ઈસ્તિહાઝહ ગણાશે.

(શામી : ૧/૫૦૧, તન્વીરુલ અબ્સાર : ૧/૫૦૦ ઝકરિય્યહ દેવબંદ)

## ઑપરેશન દ્વારા વિલાદત પર નિફાસનો હુકમ

જો કોઈ ઓરતનું બચ્ચું પેટનું ઑપરેશન (સીઝર) કરી કાઢવામાં આવે તો જો ખૂન બચ્ચાદાનીથી વહે છે તો તે ઓરત નિફાસવાળી ગણાશે અને જો બચ્ચાદાનીથી પેશાબના રસ્તે ખૂન વહ્યું નથી તો તેને નિફાસ નહિ કહેવાય, બલકે જાહેરી જખમ પર મહમૂલ (અમલ કરવામાં આવેલ) કરવામાં આવશે, પરંતુ ગુસલ કોઈ પણ ભોગે જરૂરી થશે.

(દુર્રે મુખ્તાર : ૧/૪૯૬– ઝકરિય્યહ દેવબંદ, આલમગીરી : ૧/૩૭, ૧/૧૬)

## બચ્ચું થોભી થોભીને બહાર નીકળે

જો બચ્ચાનો વધુ પડતો ભાગ થોભી થોભીને બહાર આવે તો જારી થનારું ખૂન નિફાસ ગણાશે અને જો બચ્ચાના એક–બે અવયવો જ થોભીને બહાર આવે અને વધુ પડતા અવયવો જ હજુ અંદર જ હોય તો તે સમયે જારી થનારું ખૂન ઈસ્તિહાઝહનું છે અને આ પરિસ્થિતિમાં પણ તે ઓરત પર નમાઝ પઢવી ફર્ઝ ઠરશે.

(દુર્રે મુખ્તાર : ૧/૪૯૬–ઝકરિય્યહ દેવબંદ, આલમગીરી : ૧/૩૭)

## બચ્ચું પેદા થયા પછી ખૂનનું સતત વહેવું

**જો બચ્ચું પેદા થયા પછી ખૂન નિરંતર જારી થાય તો :**

૧) જો નિફાસ અને હૈઝ અને પાકીના વિશે ઓરતની આદત નક્કી અને મા'લૂમ હોય તો તેના મુજબ અમલ કરે, અર્થાત્ જેટલા દિવસ નિફાસની પરંપરા હોય તેને નિફાસ અને જેટલા દિવસ પાક રહેવાની અને ત્યાર બાદ હૈઝ આવવાની પરંપરા હોય તો તેને પાકી અને હૈઝના દિવસો સમજે.

૨) જો નિફાસ અને હૈઝ કોઈની પણ આદતની બિલકુલ જાણ ન હોય તો પ્રથમ ચાળીસ દિવસ નિફાસ, પછી વીસ દિવસ પાકી અને પછી દસ દિવસ હૈઝના લેખાશે.

૩) જો નિફાસની મુદત મા'લૂમ છે. દા.ત. પંદર દિવસ, પરંતુ હૈઝ અને પાકીના દિવસો જાણીતા (નિયુક્ત) ન હોય તો પંદર દિવસ નિફાસ સમજી વીસ દિવસ પાકી અને પછી દસ દિવસ હૈઝના ગણશે.

૪) જો નિફાસની મુદત બહુ જાણીતી ન હોય, પરંતુ પાકી



અને હૈઝની આદત નક્કી અને માલૂમ હોય તો પછી ચાળીસ દિવસ નિફાસના શુમાર કરશે, અને પછી નક્કી આદત પર અમલ કરશે.

(કિતાબુલ મસાઈલ : ૧/૨૧૭, અન્નુતફુ ફિલ્ ફતાવા : ૯૧)

## ઇસ્તિહાઝહ

**ઈસ્તિહાઝહ** : એક જાતની બીમારીનું ખૂન છે, શર્ત એ કે તેને હૈઝ યા નિફાસ ન કરાર દેવાય.

(બહરુર્રાઈક : ૧/૧૯૦, મરાકિયુલ ફલાહ : ૭૬)

## ઇસ્તિહાઝહનો હુકમ

મુસ્તહાઝહ ઓરત મા'ઝૂર (લાચાર)ના હુકમમાં છે, એટલા માટે જે દિવસોના ખૂનને ઈસ્તિહાઝહ કરાર દેવામાં આવે તે દિવસોની નમાઝ છોડશે નહિ, બલકે મા'ઝૂરની જેમ હરેક નમાઝના ટાઈમ માટે અલગ અલગ વુઝૂ કરી નમાઝ વગેરે પઢતી રહેશે.

(દુર્રે મુખ્તાર : ૧/૫૦૪, ઝકરિય્યહ–દેવબંદ)

## મુસ્તહાઝહ પોતાની આદત ભૂલી જાય

જો સતત ખૂન જારી રહેવામાં સપડાયેલી ઓરતને આ



યાદ ન રહે કે, મહિનામાં કયા ટાઈમે અને કયા દિવસે તેને હેઝ આવતું હતું અને કેટલા દિવસ પાક રહેતી હતી તો :–

(અ) જો તે હેઝ અને ઈસ્તિહાઝહમાં કોઈ નિશાનીથી ફરક કરવા પર કુદરત ધરાવતી હોય તો પોતાના તફાવત પર અમલ કરી ઈબાદતો અંજામ આપે, અર્થાત્ હેઝના સમયે નમાઝ–રોઝહ છોડી આપે અને તેનાથી ગુસલ કરી બાકીના દિવસોમાં નમાઝ–રોઝહ અદા કરે.

(બ) જો ખૂનમાં ફરક કરી શકતી ન હોય તો પછી ખૂબ સમજી–વિચારી છવાયેલી–ગાલિબ સોચ પર અમલ કરે, અર્થાત્ જે સમયે તેની સોચ આ હોય કે હવે હેઝ શરૂ થઈ ગયું છે તો નમાઝ છોડી દે, અને જ્યારે આ સોચ હોય કે હવે ઈસ્તિહાઝહ શરૂ થઈ ગયું છે, તો ગુસલ કરી પાક થાય અને નમાઝ–રોઝહ શરૂ કરે.

(ક) જો એટલું બધું ભૂલી જાય કે તેને ખબર ન પડે કે હેઝ છે યા ઈસ્તિહાઝહ ? તો આ ઓરત મુસ્તહાઝહ મુતહય્યિરહ (વિસ્મિત) કહેવાશે અને તેના પર જરૂરી થાય છે કે હરેક શકય સાવચેતી ભર્યા હુકમ



પર અમલ કરે. દા.ત.

૧) દરેક નમાઝ અલગ ગુસલ કરી પઢે; કેમ કે શક્ય છે કે આ જ સમય તેના હૈઝના બંધ થવાનો હોય, પછી આવતા નમાઝના સમયમાં ગુસલ કરી પાછલા સમયની નમાઝ કઝા પઢે, ત્યાર પછી વખતની નમાઝ અદા કરે અને પછી દરેક નમાઝના સમયમાં આવું જ કરતી રહે.

૨) નફલ નમાઝ અને રોઝહ ન રાખે.

૩) ફર્ઝ અને વાજિબ નમાઝમાં પણ સૂરએ ફાતિહા પછી ટૂંકામાં ટૂંકી કિરાઅત કરે.

૪) કુર્આને કરીમની તિલાવત ન કરે.

૫) કુર્આને કરીમને હાથ ન લગાડે.

૬) મસ્નૂન અને નફલી તવાફ ન કરે અને તવાફે ઝિયારત અદા કરી લે; પરંતુ દસ દિવસ પછી તેની કઝા કરે અને તવાફે વદાઅ્ કરી લે; પરંતુ બાદમાં તેની કઝા ન કરે.

૭) આવી ઓરત મસ્જિદમાં દાખલ ન થાય.

૮) પૂરા રમઝાનુલ મુબારક માસના રોઝહ રાખે અને



રમઝાનુલ મુબારક પછી દસ રોઝહની કઝા કરે.

૯) પતિ આવી હાલતમાં તેનાથી બિલકુલ હમબિસ્તરી ન કરે.

૧૦) જો આવી ઓરતને તલાકની ઈદત ગુજારવાની જરૂરત પેશ આવે તો તેની ઈદત ઓગણીસ મહિના, નવ દિવસ, વીસ કલાકમાં પૂરી થશે.

(મનહલુલ્ વારિદીન : ૧/૯૪ થી ૧૦૧, અન્નુતફુ ફિલ્ ફતાવા : ૯૦, ૯૧)

## નવ વર્ષની ઉંમર પહેલા આવનાર ખૂનનો હુકમ

છોકરીઓ ઓછામાં ઓછા નવ વર્ષની ઉંમરમાં બાલિગ થાય છે, એટલા માટે નવ વર્ષની ઉંમર પહેલા ખૂન આવે તો તે હૈઝ નથી, ઈસ્તિહાઝહ છે.

(બદાઈઅ્ : ૧/૧૫૭)

## પંચાવન વર્ષની ઉંમર પછી આવનાર ખૂનનો હુકમ

પંચાવન વર્ષની ઉંમર પછી સામાન્ય રીતે હૈઝ આવતું

નથી, એટલા માટે આ ઉંમર પછી ઓરતને જો ખૂન આવે તો પછી તેનો રંગ જોવામાં આવશે. જો તે ખાલિસ (નિર્મલ, શુદ્ધ) ખૂનનો રંગ હોય, અર્થાત્ ઘણો જ લાલ યા કાળો હોય તો હૈઝ છે અને જો કોઈ બીજો રંગ હોય તો હૈઝ નથી. અબલત્ત, જો આ ઓરતની આદત પહેલેથી આ બીજા રંગના ખૂન આવવાની રહી હોય તો આ ખૂન પણ હૈઝ જ ગણાશે. (શામી : ૧/૫૦૨, ઝકરિય્યહ–દેવબંદ)

## હમલ (ગર્ભ)ની હાલતમાં ખૂનનો હુકમ

જો કોઈ ઓરતને હમલના ઝમાનામાં ખૂન નજર આવે તો તે હૈઝ નથી; બલકે ઈસ્તિહાઝહ છે. તેના કારણે નમાઝ છોડશે નહિ.

(તન્વીરુલ અબ્સાર : ૧/૪૭૭, ઝકરિય્યહ–દેવબંદ)

## સફેદ પ્રવાહી પદાર્થનો હુકમ

બીમારી યા કમજોરીના કારણે નીકળનાર સફેદ માદ્દહ (તત્ત્વ) નાપાક છે, તેના નીકળવાથી વુઝૂ તૂટી જાય છે અને કપડાં પર લાગે તો પાક કરવા જરૂરી છે, જે ઓરતને ક્યારેક ક્યારેક આ બીમારી લાગુ પડે તો વુઝૂ કરી નમાઝ પઢતી રહે, તેના પર ગુસલ લાઝિમ નથી અને જો આ બીમારી એટલી વધી જાય કે કોઈ નમાઝનો પૂરો વખત



એવો ગુજરે કે ફર્ઝ નમાઝ પઢવાનો મોકો ન મળે તો પછી આ ઓરત મજબૂરના હુકમમાં થઈ જાય છે. હવે તેના માટે નમાઝના પૂરા સમયમાં એક વાર વુઝૂ કાફી થશે, સફેદી નીકળવાથી વારંવાર વુઝૂ તેને કરવું નહિ પડે અને આવી મજબૂર ઓરતના હકમાં આ સફેદી નાપાક પણ સમજાય નહિ અને આ હુકમ ત્યાં સુધી બાકી રહેશે જ્યાં સુધી કે હરેક નમાઝમાં ઓછામાં ઓછું એક વખત આ ઉઝર થવા પામે. (ફતાવા મહમૂદિય્યહ : ૫/૨૨૩–૨૨૪, જદીદ)

## ગુસલના ફર્ઝ

ગુસલમાં ત્રણ ફર્ઝ છે : (૧) મોઢું ભરીને સારી રીતે કોગળો કરવો, (૨) નાકમાં પાણી નાખવું, (૩) આખા બદન પર પાણી એવી રીતે વહાવવું કે એક વાળ બરાબર જગ્યા સૂકી ન રહી જાય.

(આલમગીરી : ૧/૧૩, તાતારખાનિયહ : ૧/૧૫૧, મુન્યતુલ્ મુસલ્લી : ૧૨)

## જુનુબી ઓરત હાઇઝહ થઈ ગઈ

ઓરતને જનાબત (નાપાકી, વીર્ય સ્ખલન થવું, ખાસ કરીને પતિ સાથે સંભોગ કર્યા પછી, સ્વપ્નદોષ થયા પછી) લાગુ પડી; પરંતુ તેણે હજુ સુધી ગુસલ કર્યું ન હતું



કે હેઝ શરૂ થઈ ગયું, તો તેને અધિકાર છે, ચાહે તો સફાઈ ખાતર ગુસલ કરી લે અને ચાહે તો હેઝથી પાક થવા પર ગુસલને મુઅખ્ખર (વિલંબિત) કરે (એટલા માટે કે આ ગુસલથી તેને પાકી હાસિલ થઈ શકતી નથી).

(અલ્ મુહીતુલ્ બુરહાની : ૧/૨૩૩)

## ગુસલ કરતી વખતે કોગળો અને નાકમાં પાણી નાખવાનું ભૂલી ગઇ

ગુસલ કરતી વખતે કોગળો કરવાનું અથવા નાકમાં પાણી નાખવાનું ભૂલી ગઈ અને ગુસલ કર્યા પછી તરત જ યાદ આવી ગયું તો તરત જ કોગળો કરી લે અને નાકમાં પાણી નાખી લે. ફરી બીજી વખત ગુસલ કરવાની જરૂરત નથી. (અહસનુલ ફતાવા : ૨/૩૩, મુન્યતુલ્ મુસલ્લી : ૧૪)

## કોગળો કરવાને બદલે પાણી પી ગઇ

જો કોઈ ઓરતે ગુસલમાં કોગળો ન કર્યો. અલબત્ત, પાણી મોંમાં પી ગઈ તો આ જોવામાં આવશે કે તેણે પાણી પીતા પહેલાં તેને મોઢામાં ઘુમાવ્યું હતું યા નહિ, જો ઘુમાવ્યું હતું તો કોગળાના દરજામાં ગણાશે, અને જો એવી રીતે પાણી પીધું કે તે પાણી મોંના દરેક કિનારાઓ સુધી

પહોંચ્યું નથી; બલકે ફક્ત જબાનથી લાગી ગળામાં ચાલ્યું ગયું તો આ કોગળાના કાયમ મકામ ગણાશે નહિ.

(અલ્ મુહીતુલ્ બુરહાની : ૧/૨૨૫, ઝુબ્દતુલ ફતાવા : ૨/૯૮)

## સોહબત પછી હૈઝ આવ્યું તો શું સોહબતનું ગુસલ કરવું જરૂરી ?

સોહબત કર્યા પછી ગુસલ પહેલા હૈઝ આવી ગયું તો ઓરતને અધિકાર છે કે, સોહબત પછી હૈઝની હાલતમાં ગુસલ કરી લે અથવા હૈઝ ખતમ થયા પછી બન્નેનું એકી સાથે ગુસલ કરે, કારણ કે નમાઝનો વખત આવતા સુધી જનાબતના ગુસલમાં મોડું કરવું દુરુસ્ત છે અને હાઈઝહ પર હાલ ખાતે જ્યારે નમાઝ નથી તો ગુસલ પણ જરૂરી નથી. (રવઝતુલ ફતાવા : ૧/૩૦૩, ખુલાસતુલ ફતાવા : ૧/૧૪)

## ઓરતે જનાબતના ગુસલમાં ચોટલો ખોલવો જરૂરી નથી

જો માથાના વાળ ગૂંથેલા ન હોય તો બધા વાળ પાણીથી પલાળવા જરૂરી છે અને તે વાળની જડમાં પાણી પહોંચાડવું ફર્ઝ છે. એક વાળ પણ સૂકો રહી ગયો અથવા વાળની જડમાં પાણી ન પહોંચ્યું તો ગુસલ થશે નહિ, અને

જો વાળ ગૂંથેલા હોય તો વાળને પલાળવા જરૂરી નથી; પરંતુ વાળની જડમાં પાણી પહોંચાડવું ફર્ઝ છે. એક પણ વાળની જડ સૂકી ન રહે અને વાળ ખોલ્યા વગર જડમાં પાણી ન પહોંચે તો વાળ ખોલીને પલાળે અને વાળની જડમાં પાણી પહોંચાડે.

(શામી : ૧/૨૮૬–૨૮૭, ઝકરિય્યહ–દેવબંદ)

## નખમાં લાગેલો લોટ સૂકાઈ ગયો

જો નખમાં લોટ લાગીને સૂકાઈ ગયો અને તેની નીચે પાણી ન પહોંચ્યું, તો વુઝૂ તેમજ ગુસલ થશે નહિ. જ્યારે યાદ આવે તો લોટ કાઢીને પાણી નાખે અને જો પાણી નાખતા પહેલાં કોઈ નમાઝ પઢી હોય તો તે નમાઝ ફરી પઢે.

(આલમગીરી : ૧/૧૩)

## નખ અને હોઠ પર પૉલિશ લગાવી હોય

જો નખ અને હોઠ પર પૉલિશ લગાવેલી હશે તો જ્યાં સુધી તે પૉલિશને સંપૂર્ણ રીતે દૂર કરવામાં નહિ આવે ત્યાં સુધી વુઝૂ અને ગુસલ દુરુસ્ત થશે નહિ. માટે મુસ્લિમ મહિલાઓએ આવી પૉલિશના વપરાશથી બચવું અત્યંત જરૂરી છે.

(અહસનુલ ફતાવા : ૨/૨૬, ૨૭)

## કૃત્રિમ દાંતોની સાથે ગુસલ-વુઝૂ

જો મોઢામાં કૃત્રિમ દાંતોનું ચોકઠું લગાવ્યું હોય તો વુઝૂ અને સુન્નત–નફલ ગુસલ માટે તેને બહાર કાઢવું જરૂરી નથી. અલબત્ત, સુન્નત અદા કરવા માટે બેહતર આ છે કે દાંતોને કાઢી કોગળો અને ગરગરો કરે અને વાજિબ ગુસલ કરતી વખતે તેને કાઢી લેવું જરૂરી છે, બાકી મોઢામાં જડી દીધેલા અને ફિક્સ કરેલા દાંતોનું કાઢવું ગમે તે પ્રકારના વુઝૂ કે ગુસલ કરતી વખતે જરૂરી નથી.

(મુસ્તફાદ ઝુબ્દતુલ ફતાવા : ૨/૮૯, મુસ્તફાદ જદીદ ફિકહી મસાઈલ : ૧/૯૪)

## દાંતોમાં બાંધેલા તારનો હુકમ

જો દાંતોના હલવાના કારણે તેને સોના–ચાંદી વગેરેના તારોથી બાંધેલા હોય અથવા ખોખલા દાંતોમાં મસાલો ભરી દીધો હોય તો કાઢવો જરૂરી નથી, કેવળ ઉપરથી કોગળો કરી ગુસલ દુરુસ્ત થઈ જશે. (આલમગીરી : ૧/૧૩)

## આંગળીમાં વીંટી, કાનમાં એરિંગ, નાકમાં નથળી પહેરી હોય

આંગળીમાં વીંટી હોય, કાનમાં એરિંગ હોય, નાકમાં



નથળી હોય તો તેને ખૂબ હલાવે, જેથી તેની નીચે પાણી પહોંચી જાય. જો પાણી પહોંચશે નહિ તો ગુસલ થશે નહિ. વુઝૂ કરતી વેળા પણ હલાવવું જરૂરી છે.

(આલમગીરી : ૧/૧૩)

## નગ્ન ગુસલ કરવું

એકાંતમાં જયાં બીજાઓની નજર પડવાનો ખતરો ન હોય તો નગ્ન ગુસલ કરવું દુરુસ્ત છે, તેમ છતાં આવા સમયે પણ કોઈ કપડું વગેરે બાંધી ગુસલ કરે તો વધુ બેહતર છે. (મરાકિયુલ ફલાહ : ૫૭, અહસનુલ ફતાવા : ૨/૩૧)

## બાથરૂમમાં પેશાબ કરવો

ગુસલખાનું કાચું છે અને તેમાં પાણી ભેગું થાય છે તો ત્યાં પેશાબ કરવો મકરૂહે તહરીમી છે. અહાદીસે તય્યિબહમાં તેને યાદ શક્તિ જવાનો અને વસાવિસનો સબબ બતાવવામાં આવે છે.

(ઈબ્ને માજહ : ૧/૨૬, દુર્રે મુખ્તાર : ૧/૫૫૭–૫૫૮, ઝકરિય્યહ–દેવબંદ)

અને જો ગુસલની જગ્યા એવી છે કે પેશાબના છાંટા ઊડવાનો અથવા નાપાકી બાકી રહેવાનો ભય નથી. તો



એવી જગ્યાએ પેશાબ કરી શકાય છે. બાકી બચવું બેહતર છે. (ઝુબ્દતુલ ફતાવા : ૨/૧૯૪)

## બાથરૂમ-સંડાસમાં વાતચીત કરવી

બાથરૂમ અને સંડાસમાં વગર જરૂરતે વાતચીત ન કરવી જોઈએ; પરંતુ જો જરૂરત પડે તો વાતચીતની ઈજાઝત છે, દા.ત. કોઈ જરૂરી વાતનો જવાબ દેવો હોય તો મનાઈ નથી.

(શામી : ૧/૨૯૧, ઝકરિય્યહ દેવબંદ, ઈમ્દાદુલ ફતાવા : ૧/૫૭)

## દૂંટીનું કાણું ધોવું

દૂંટીના કાણાની અંદર પાણી પહોંચાડવું ગુસલની તકમીલ (પરિપૂર્ણતા) માટે જરૂરી છે.

(આલમગીરી : ૧/૪૧, મરાકિયુલ ફલાહ : ૫૬)

## ગુસલ કર્યા પછી વુઝૂની જરૂરત નથી

ગુસલની શરૂઆતમાં સુન્નત તરીકા મુજબ વુઝૂ કરવું મસ્નુન છે; પરંતુ જો વુઝૂ કર્યા વગર ગુસલ કરી લીધું તો હવે બાદમાં વુઝૂની જરૂરત બાકી રહેતી નથી, એટલા માટે

કે બધા અવયવો પર પાણી પહોંચવાના કારણે મોટી પાકી (ગુસલ) સાથે નાની પાકી (વુઝૂ) પણ હાસિલ થઈ જાય છે.

(મુસ્તફાદ ઝુબ્દતુલ ફતાવા : ૨/૬૦, ફતાવા મહમૂદિય્યહ : ૫/૯૩)

## લિપસ્ટિક (લાલી)નો ઉપયોગ

આજકાલ અમુક ઓરતો પોતાના હોઠની સુંદરતા માટે લાલીનો ઉપયોગ કરે છે તો એનો શરઈ હુકમ આ છે કે, જો લાલી એવી છે કે એના લગાવ્યા પછી હોઠ પર એવી પોપડી બાજતી નથી કે જેના લીધે વુઝૂ અથવા ફર્ઝ ગુસલમાં હોઠની ચામડી સુધી પાણી બરાબર પહોંચાડવામાં તકલીફ પડતી હોય; બલકે લાલી લગાવેલ હોવા છતાં વુઝૂ અને ફર્ઝ ગુસલમાં હોઠની ચામડી સુધી પાણી બરાબર પહોંચી જાય છે, તો એવી લાલી વાપરવી જાઈઝ છે અને જો આથી વિરુદ્ધ લાલી લગાવ્યા બાદ પોપડી બાજી ગઈ કે જેના લીધે વુઝૂ અને ફર્ઝ ગુસલમાં હોઠની ચામડી સુધી પાણી પહોંચતું નથી, તો વુઝૂ અને ફર્ઝ ગુસલ સહીહ થશે નહિ અને બદન નાપાક જ રહેશે, એટલે નમાઝ પણ પઢી શકતી નથી અને કુર્આને કરીમને હાથ પણ લગાવી શકતી નથી અને જો લાલીના લગાવવાથી ફર્ઝ ગુસલ અને વુઝૂમાં કોઈ અડચણ ઊભી થતી નથી,



જેમ કે ફર્ઝ ગુસલ અથવા વુઝૂ પહેલા એ લાલીને બરાબર સાફ કરી લેવામાં આવે (કે પાણી હોઠની ચામડી સુધી બરાબર પહોંચી જાય) તો પછી કોઈ પણ ઓરત પોતાની સુંદરતા માટે કે જેથી તેનો ધણી તેને જોઈ ખુશ થાય લાલી લગાવી શકે છે. શરઈ દ્રષ્ટિએ એના માટે જાઈઝ છે.

(વિવાહિત જીવન : ૮૪, મુસ્તફાદ ઝુબ્દતુલ ફતાવા : ૨/૪૬)

## વિલાદતના કેટલા દિવસ પછી સોહબત

બધી ઓરતો માટે એક સરખી કોઈ સમય મર્યાદા નથી, કારણ કે દરેક ઓરતને બાળક જન્મ્યા પછી આવતા લોહીની મુદ્દત અલગ અલગ હોય છે, માટે જે ઓરતને જ્યારે લોહી વહેવાનું સદંતર બંધ થઈ જાય (મતલબ આ કે ચાળીસ દિવસની અંદર અને આદતના મુતાબિક બંધ થઈ જાય તો) ગુસલ કર્યા પછી સોહબત (સંભોગ) કરવી જાઈઝ છે અને બાળક જન્મ્યા પછી ચાળીસ દિવસથી વધુ મુદ્દત લોહી વહેતું રહે તો તે બીમારીનું ખૂન છે, એટલે ચાળીસ દિવસ પછી ખૂન વહેવા છતાં પણ સોહબત કરવી જાઈઝ છે. (મુસ્તફાદ ઝુબ્દતુલ ફતાવા : ૨/૧૪૧)

**નોંધ :** આપણી ઓરતોમાં જે છલ્લુ ગયા પછી (અર્થાત્ ચાળીસ દિવસો પછી) જ નમાઝ વગેરે શરૂ કરવાની માન્યતા છે તે તદ્દન પાયાહીન છે.



## નાપાકીની હાલતમાં ઓરતનું નખ, વાળ વગેરે કાપવું

ઓરતનું નાપાકીની હાલતમાં નખ, વાળ વગેરે કાપવું મકરૂહે તન્ઝીહી છે.

(આલમગીરી : ૫/૩૫૮, ઈમ્દાદુલ ફતાવા : ૧/ ૫૮, અહસનુલ ફતાવા : ૨/૩૮)

## કોપર ટી સાથે ગુસલ

કોપર ટી ગુપ્ત શરીરના અંદરના ભાગમાં લગાડવામાં આવતી હોવાથી તેના ઉપયોગથી ગુસલના સહીહ થવા પર કોઈ અસર નહિ પડે. (ઝુબ્દતુલ ફતાવા : ૨/૯૯)

## ફર્ઝ ગુસલ કેટલું મોડું કરી શકાય

જનાબતનું ગુસલ સોહબત કર્યા પછી તરત કરવું જરૂરી નથી, સોહબત કર્યા પછી વુઝૂ કરી સૂઈ જવું મુસ્તહબ છે. સવારમાં એટલા સમય સુધી ગુસલમાં મોડું કરવું કે ગુસલ કરી ફજરના નમાઝ પઢી શકાય, જાઈઝ છે. એથી વધુ મોડું કરવામાં આવે તો ગુનેગાર થશે.

(ઝુબ્દતુલ ફતાવા : ૨/૯૨)

## સંભોગ પછી પહેલા ગુપ્ત અંગો ધોવા

ઓરતે પોતાના ધણી સાથે સંભોગ કર્યા પછી ગુસલ કરતી વેળા પહેલા ગુપ્ત ભાગો ધોવાના હોય છે અને પછી વુઝૂ કરવાનું હોય છે, માટે ગુસલ કરતી વખતે ગુસલખાના (બાથરૂમ)માં ગુપ્ત ભાગો ખોલવા જાઈઝ છે, પણ જો બંધ રાખીને (છુપાવીને) ગુસલ કરવામાં આવે તો અફઝલ અને બેહતર છે. (ઝુબ્દતુલ ફતાવા : ૨/૯૨)

## ઓરતને આગળના રસ્તાથી હવા નીકળવાથી વુઝૂ

આગળ પેશાબના રસ્તાથી હવા નીકળવા જેવું લાગે તો તેનાથી વુઝૂ નહિ તૂટે. અલબત્ત, જે ઓરતની આગળ–પાછળ (પેશાબ–પાખાના)ના બન્ને રસ્તાઓ મળી ગયા હોય તો તેવી ઓરતને આગળના રસ્તાથી હવા નીકળવાનો ભાસ થાય તો એહતિયાત (સાવચેતી)ની રૂએ વુઝૂ કરવું વાજિબ છે. (ઝુબ્દતુલ ફતાવા : ૨/૬૯)

## સંડાસમાં થૂંકવું

પેશાબ અને પાખાનું કરવાના અદબો પૈકી એક અદબ આ છે કે, તે સમયે થૂંકવું ન જોઈએ અને તેનું કારણ એ

બતાવવામાં આવ્યું છે કે તે સમયે થૂંકવાથી દાંત પીળા થઈ જાય છે. (આલમગીરી : ૧/૫૦, ઝુબ્દતુલ ફતાવા : ૨/૧૯૩)

## સ્તન યા દૂંટીથી તકલીફ સાથે પાણી નીકળવું

જો ઓરતની છાતી (સ્તન) અથવા દૂંટીથી કોઈ અંદરની બીમારીને કારણે પાણી નીકળ્યું તો વુઝૂ તૂટી જશે. (કિતાબુલ મસાઈલ : ૧/૧૫૧)

## ઓરતની નમાઝ માટે અઝાન વ ઇકામત મકરૂહ છે

છોકરીઓના મદ્રસહ વગેરેમાં ફક્ત ઓરતોની નમાઝ માટે અઝાન અને ઈકામત કહેવી મકરૂહ છે.

(આલમગીરી : ૧/૫૩)

## નમાઝમાં ઓરતના મસ્તૂરા અવયવો

નમાઝમાં આઝાદ ઓરતો માટે નીચેના અવયવોને છુપાવવા ફર્ઝ છે : (૧–૨) પેશાબ–પાખાનાની જગ્યા, (૩–૪) બન્ને કુલા (ઢગરો), (૫–૬) બન્ને જાંગ (ઘૂંટણ સહિત), (૭) પેટ, (૮) પીઠ (બન્ને કૂખ સહિત),

(૯–૧૦) બન્ને પિંડી (ઘૂંટી સહિત), (૧૧–૧૨) બન્ને છાતી (સ્તન), (૧૩–૧૪) બન્ને કાન, (૧૫–૧૬) બન્ને બાઝૂ (ભુજા–કોણીઓ સહિત), (૧૭–૧૮) બન્ને કલાઈ (કાંડાથી કોણીઓ સુધી), (૧૯) સીનું, (૨૦) માથું, (૨૧) માથાના વાળ, (૨૨) ગરદન, (૨૩–૨૪) બન્ને ખભા (અમુક હઝરાતે ઓરતોની બન્ને હથેળીઓના જાહેરી હિસ્સા અને બન્ને પગોના નીચેના હિસ્સાને પણ સતરમાં દાખલ કર્યા છે, પરંતુ વધુ પડતા ધર્મ–શાસ્ત્રીઓના નજીક આ અવયવો સતરમાં દાખલ નથી.

(કિતાબુલ મસાઈલ : ૧/૨૫૪)

ઓરતના ઉપરના મસ્તૂરા અવયવોમાંથી કોઈ એક અવયવ (દા.ત. એક કાન યા એક ઢગરું)નો ચોથો ભાગ પણ નમાઝના કોઈ રુકનમાં ત્રણ વાર (રુકૂઅ યા સિજદહવાળી) તસ્બીહ પઢવાની માત્રામાં જાતે જ ખુલી જાય તો નમાઝ સહીહ નહિ થાય અને જો શરૂ નમાઝમાં આ હાલત હોય તો નમાઝ શરૂ નહિ થાય.

(કિતાબુલ મસાઈલ : ૧/૨૫૫)

## ચુસ્ત લિબાસ પહેરીને નમાઝ પઢવી

એવો ચુસ્ત લિબાસ પહેરવો જેનાથી છુપાયેલા

અવયવોના આકાર જાહેર થઈ જાય, મકરૂહ અને બેહયાઈની દલીલ છે. તેમ છતાં જો કપડું એટલું જાડું હોય કે અંદરની ચામડી નજર ન આવે તો તેમાં નમાઝ પઢવી દુરુસ્ત છે; પરંતુ કોઈ પરાયા પુરુષે આવી ચુસ્ત લિબાસ પહેરેલી ઓરતને કપડાંના ઉપરથી પણ જોવી જાઈઝ નથી. (કિતાબુલ મસાઈલ : ૧/૨૫૭)

## સાડી-ચણિયો પહેરી નમાઝ પઢવી

જો સાડી સંપૂર્ણ છુપાવનારી બ્લાઉઝ સાથે પહેરી કે મસ્તૂરા અવયવોનો કોઈ ભાગ ખુલ્લો ન રહયો તો આવી સાડી પહેરી નમાઝ દુરુસ્ત થશે; પરંતુ જે ઈલાકાઓમાં સાડી ગેર મુસ્લિમોનો ખાસ લિબાસ શુમાર થતો હોય તો ત્યાંની મુસલમાન મહિલાઓ માટે સાડીનો ઉપયોગ મળતાપણાના કારણે એકંદરે નાજાઈઝ છે.

(કિતાબુલ મસાઈલ : ૧/૨૫૮)

એવી જ રીતે ઓરતોનું ચણિયો (ઘાઘરો) પહેરીને નમાઝ પઢવી જાઈઝ છે; પરંતુ જે ઈલાકામાં ચણિયો ગેર મુસ્લિમોનો લિબાસ ગણાતો હોય, તો તે ઈલાકાની મુસ્લિમ ઓરતે ચણિયો ન પહેરવો જોઈએ, બલકે ઈસ્લામી વસ્ત્ર પહેરવું જાઈએ. (ઝુબ્દતુલ ફતાવા : ૨/૪૮૬)

## ટી.વી. દ્વારા આયતે સિજદહ સાંભળવા પર સિજદહ

ટી.વી. પર ટેપ કરેલ પ્રોગ્રામ પ્રસારણ થઈ રહ્યો છે તો તેનાથી સિજદ–એ–તિલાવત વાજિબ નહિ થાય અને જો ડાયરેક્ટ પ્રોગ્રામ પ્રસારણ થઈ રહ્યો છે (અર્થાત્ ટી.વી. સ્ટેશન પર કારી (પઢનાર) તિલાવત કરે છે) તો સિજદહ કરવામાં આવે અને સ્પીકરથી આયતે સિજદહ સાંભળવાથી સિજદહ વાજિબ છે. સાવચેતી આમાં જ છે કે ટેપ રેકોર્ડ અને ટી.વી. થી આયતે સિજદહ પર સિજદ–એ–તિલાવત કરવામાં આવે.

(ખયરુલ ફતાવા : ૨/૬૫૫, અહસનુલ ફતાવા : ૪/૬૫)

## ઓરતોએ માથાના વાળ કપાવવા બાબત

ઓરતોએ પોતાના માથાના વાળ કપાવવા, કતરાવવા અથવા ફેશનમાં આગળ–પાછળ કે ડાબી–જમણી બાજુએથી કટ કરાવવા, મરદોની સાથે મુસાબહત–(મળતાપણું) થવાને કારણે જાઈઝ નથી, બલકે ગુનો છે. આમ કરવાની હદીસ શરીફમાં ઘણી જ સખત મનાઈ કરવામાં આવી છે. આપણા નબી હઝરત મુહમ્મદ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : 'તે મરદો પર અલ્લાહ તઆલાની ફિટકાર કે જેઓ ઓરતોની મુશાબહત અપનાવે છે, અને તે ઓરતો ઉપર પણ જેઓ મરદોની મુશાબહત અપનાવે છે.'

(બુખારી શરીફ : ૨/૮૭૪, હદીસ નંબર : ૫૬૫૬, અબૂ દાવૂદ શરીફ : ૨/૨૧૨)

એટલા માટે ઓરતોએ માથાના વાળ કપાવવા કદી પણ જાઈઝ નથી. અહિંયા સુધી કે ધણી વાળ કપાવવાનું કહે તો પણ તેણીએ કપાવવા જાઈઝ નથી, કારણ કે જે વાતોમાં અલ્લાહ તઆલાની નાફરમાની થતી હોય એવી વાતોમાં ધણીનું કહયું માનવું જાઈઝ નથી.

(મજ્મુઅતુલ્ ફતાવા અલા હામિશ ખુલાસતુલ ફતાવા : ૪/૩૪૨)

## દૂંટીની નીચેના વાળની સફાઈ

દૂંટીની નીચેના વાળની સફાઈ કરવી એ પણ એક શરઈ બાબત છે. હદીસ શરીફમાં આવ્યું છે : દસ વસ્તુઓ માનવ પ્રકૃતિને અનુકૂળ છે.

(મુસ્લિમ શરીફ : ૧/૧૨૯, હદીસ નંબર : ૬૦૪)

આ દસ વસ્તુઓ પૈકી એક વસ્તુ દૂંટીની નીચેના વાળ કાપવા પણ છે. એ વાળને અઠવાડિયામાં એક વખત સાફ

કરવા ઉત્તમ છે. જા એમાં મોડું થાય તો પંદર દિવસની અંદર અંદર સાફ કરી લેવા જોઈએ અને જો વધારે મોડું થાય તો વધુમાં વધુ ચાળીસ (૪૦) દિવસ સુધી એની છૂટ છે. એથી વધુ મોડું કરવું જાઇઝ નથી, બલકે ગુનો છે. એટલા માટે ચાળીસ દિવસ પહેલા પહેલા દૂંટીની નીચેના વાળને સાફ કરી લેવા જોઈએ. આ વાળ સાફ કરવા ઓરત માટે વધુ સારું તો આ જ છે કે ચૂનો, પાવડર, ક્રીમ, ચૂંટકી અને ચીંટીનો ઉપયોગ કરે. (**ચૂંટકી** : અંગૂઠો અને કલિમાની આંગળીના બંને ટેરવા ભેગા કરવા, જેને આપણે ચપટી કહીએ છીએ. **ચીંટી** : અંગૂઠાનું ટેરવું અને કલિમાની આંગળીને વાળી જે ચૂંટી ભરવામાં આવે છે તે) બ્લેડ અથવા અસ્તરો વાપરવો એ ઓરતો માટે અદબ વિરુદ્ધ હોવાથી એનો ઉપયોગ યોગ્ય નથી; પરંતુ જો ઓરતે એનો ઉપયોગ કરી લીધો અને વાળ સાફ કરી નાખ્યા તો નાજાઇઝ પણ નથી. (શામી : ૯/૪૯૭, દારુલ કિતાબ–દેવબંદ)

## ઇદ્દતે તલાકના મસાઈલ

**નોંધ** : સવાલો–જવાબની શકલમાં ઈદ્દતે તલાકના મસાઈલ ઉસ્તાઝુલ અસાતિઝહ, મુહક્કિકે ગુજરાત, શયખુલ હદીસ હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી સા. (મ.ઝિ.) એ અહલે સુન્નત વલ જમાઅતનું તરજુમાન "દારુલ ઉલૂમ માસિક" કંથારીઆમાં જમા.

અવ્વલ–૧૪૦૨ હિજરીમાં સુંદર અને સરળ ભાષામાં પ્રગટ કર્યા હતા. અત્યારે રજૂ કરું છું. (સંપાદક)

## ઇદ્દતની વ્યાખ્યા અને મુદ્દત

**સવાલ :** ઈદ્દત કોને કહે છે ? અને મુતલ્લકા (તલાકવાળી) ઓરતને કેટલો સમય ઈદ્દત ગુજારવી પડશે ?

**જવાબ :** ઈદ્દત એક ચોક્કસ મુદ્દતનું નામ છે, જે આગલા નિકાહની બાકી રહેલી અસરોને પૂરી કરવા માટે શરીઅતે નક્કી કરી છે. બીજા શબ્દોમાં એમ પણ કહી શકાય કે, ઈદ્દત મુતલ્લકા ઓરત પર લાઝિમ અને વાજિબ થતો એક ચોક્કસ મુદ્દતનો ઈન્તિઝાર છે, જેમાં ખાસ ખાસ કામો કરવાની ઓરત પર પાબંદી હોય છે.

(દુર્રે મુખ્તાર, શામી : ૨/૫૯૮, નઈમિય્યહ–દેવબંદ)

દરેક મુતલ્લકા ઓરતની ઈદ્દત ગુજારવાની મુદ્દત એકસરખી નથી, બલકે દરેકની હાલત મુજબ અલગ અલગ છે.

જો મુતલ્લકા ઓરત હામિલહ (ગર્ભવતી) ન હોય અને તેને હેઝ આવતું હોય તો તેની ઈદ્દતની મુદ્દત ત્રણ હેઝ (માસિક) છે, ચાહે ત્રણ હેઝ ત્રણ મહિનામાં પૂરા થાય કે



તેથી થોડી અથવા વધુ મુદ્દતમાં પૂરા થાય. આવી ઓરત માટે દિવસોની કોઈ સંખ્યા નક્કી નથી.

કુર્આને મજીદમાં છે : વલ્ મુતલ્લકાતુ ય-તરબ્બસ્-ન.....

અર્થાત્ : "અને તલાકવાળી ઓરતો (જેમનામાં આટલા ગુણો હોય કે શોહરે તેમનાથી સોહબત અથવા એકાંતવાસો કર્યો હોય અને તેઓને હૈઝ આવતું હોય) ત્રણ હૈઝ પૂરું થતાં સુધી પોતાની ઝાતને નિકાહ કરવાથી રોકી રાખે." (બકરહ : ૨૨૮)

ઓરતને હમલ (ગર્ભ) નથી અને નાબાલિગ હોવાના કારણે હૈઝ આવતું નથી અથવા પંચાવન (૫૫) વર્ષના ડોશી હોવાના કારણે હૈઝ આવતું નથી તો એવી ઓરતની ઈદ્દત ત્રણ ઈસ્લામી મહિનાઓ છે. એવી જ રીતે જે ઓરત ઉંમરથી તો બાલિગ થઈ ગઈ છે, એટલે કે પંદર (૧૫) વર્ષની ઉંમર થઈ ચૂકી છે; પણ હજુ સુધી એક વખત પણ હૈઝ આવ્યું નથી ચાહે બાલિગ થવાની બીજી નિશાનીઓ મૌજૂદ હોય કે ન હોય, તે ઓરતની ઈદ્દત પણ ત્રણ ઈસ્લામી મહિનાઓ છે.

ત્રણ ઈસ્લામી મહિનાઓ ગણવાની વિગત એમ છે કે, જો ઈદ્દત ઈસ્લામી મહિનાની પહેલી તારીખથી શરૂ થતી





હોય તો ચાંદના હિસાબે ત્રણ મહિના ગણવામાં આવશે. ચાહે ત્રણ મહિનાઓમાં અમુક ઓગણત્રીસ (૨૯) દિવસના હોવાથી કુલ નેવું (૯૦) દિવસ પૂરા ન થતા હોય અને જો ઈદ્દત ઈસ્લામી મહિનાની પહેલી તારીખ સિવાય કોઈ બીજી તારીખથી શરૂ થતી હોય તો નેવું (૯૦) દિવસોની ગણતરીથી ત્રણ મહિના પૂરા કરવામાં આવશે.

(બદાઈઅ્ : ૩/૧૯૨ થી ૧૯૫, દુર્રે મુખ્તાર, શામી : ૨/૬૦૧ થી ૬૦૬, નઈમિય્યહ—દેવબંદ)

કુર્આન શરીફમાં છે : **વલ્લાઈ યઈસ્-ન મિન્લ મહીઝ.....**

અર્થાત્ : "અને તમારી તલાકવાળી ઓરતોથી જે ઓરતો (ઉંમરના વધારે હોવાના કારણે) હૈઝ આવવાથી નિરાશ થઈ ચૂકી છે તો તમને (તેમની ઈદ્દતના નક્કી કરવામાં) શંકા થતી હોય તો (જાણી લો કે) તેઓની ઈદ્દત ત્રણ (ઈસ્લામી) મહિનાઓ છે અને એવી જ રીતે જે ઓરતને (હજુ સુધી સગીર વયના લઈને હૈઝ આવતું નથી) તેઓની ઈદ્દત પણ (ઈસ્લામી) ત્રણ મહિનાઓ છે."

(બયાનુલ કુર્આન : ૨/૬૭૩)

તે ઓરત જે બિલકુલ નાની ઉંમરની હોય અથવા બાલિગ થવાના કરીબ હોય, એટલે કે ૯ વર્ષથી મોટી અને



૧૫ વર્ષથી નાની હોય જેને 'મુરાહિકહ' કહેવામાં આવે છે અથવા તો ઉંમરના હિસાબે બાલિગ થઈ ચૂકી હોય; પરંતુ હજુ સુધી હૈઝ આવવાનું શરૂ ન થયું હોય તો તે **"વલ્લાઈ લમ્ યહિઝ્-ન"** માં શામિલ છે.

(તફસીરે મઝહરી : ૯/૩૨૫, ઝકરિયા દેવબંદ, શામી : ૨/૬૦૭, નઈમિય્યહ–દેવબંદ)

જે ઓરતને એકાદ બે વખત હૈઝ આવી બંધ થઈ ગયું અને તે ઓરત ૫૫ વર્ષથી નાની ઉંમરની છે તો તેની ઈદ્દતની મુદ્દત વિશે હુકમ આ છે કે, ૫૫ વર્ષની ઉંમર થતાં સુધી તો ત્રણ હૈઝ જ માન્ય રાખવામાં આવશે. ચાહે ત્રણ હૈઝ પૂરાં થતાં ૫૫ વર્ષથી પહેલા પહેલા ગમે તેટલી મુદ્દત લાગે અને જો ઈદ્દત શરૂ થયા બાદ ૫૫ વર્ષ સુધી કોઈ હૈઝ ન આવે અથવા આવે, પણ ત્રણ હૈઝથી ઓછું આવે તો ૫૫ વર્ષ પૂરાં થયા પછી ત્રણ મહિનાઓથી ઈદ્દત ગુજારવામાં આવશે, કારણ કે હૈઝ આવ્યું હોવાથી ૫૫ વર્ષ સુધી તો તેવી ઓરતને સૂરએ બકરહની આયતનો હુકમ લાગુ પડશે અને ૫૫ વર્ષ પૂરાં થયેલીને સૂરએ તલાકની ઉપરોક્ત આયતનો હુકમ લાગુ પડશે.

(તફસીરે મઝહરી : ૯/૩૨૫, ઝકરિયા દેવંબદ, બદાઈઅ્ : ૩/૧૯૫ થી ૨૦૦)

જો આવી ઓરતને બિલકુલ નવજુવાનીમાં તલાક થઈ

જવાથી ગરીબ હોવાના લઈ અથવા બીજા કોઈ કારણસર આટલી લાંબી મુદ્દત ન વિતાવી શકતી હોય અને દવા– ઈલાજ કરવાથી પણ સારું ન થતું હોય તો એવા સંજોગોમાં આલિમોથી મસ્અલહ પૂછી મજબૂરીનો હુકમ માલૂમ કરવો જોઈએ.

(શામી : ૨/૬૦૨, નઈમિય્યહ–દેવબંદ, ઈમ્દાદુલ ફતાવા : ૨/૫૦૯)

જો મુતલ્લકા હામિલહ (ગર્ભવતી) છે તો ઈદ્દતની મુદ્દત હમલ પેદા થયા સુધીની છે, ચાહે તે મુદ્દત થોડી હોય કે વધુ. એટલે જ કોઈ હામિલહ ઓરતને તલાક થયા પછી એકાદ દિવસ કે તેનાથી પણ ટૂંકા સમયમાં હમલ પેદા થઈ ગયો તો ઈદ્દત પૂરી થઈ જશે. એવી જ રીતે સંપૂર્ણ બાળક પેદા થવું પણ જરૂરી નથી. જો ઈસ્કાત (કસુવાવડ)ના લઈ અધૂરું બાળક જન્મ્યું કે જેના શરીરનો કોઈ ભાગ (દા.ત.) આંગળી, હાથ, પગ, નખ, વાળ વગેરેમાંથી કોઈ) બની ચૂક્યો હતો તો આવું અધૂરું બાળક જન્મવાથી પણ હામિલહની ઈદ્દત પૂરી થઈ જશે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : **વ ઉલાતુલ અહ્‌માલિ.....**

અર્થાત્ : "અને હમલવાળી ઓરતોની ઈદ્દત તેઓના તે હમલનું પેદા થઈ જવું છે" (ચાહે હમલ સંપૂર્ણ હોય



કે એવો અપૂર્ણ જેનું કોઈ અંગ બની ગયું હોય, ચાહે તે એક આંગળી કેમ નથી).

(બયાનુલ કુર્આન : ૨/૬૭૩, બદાઇઅ્ : ૩/૧૯૬)

## મુતલ્લકા માટે ઈદ્દત

**સવાલ :** જે ઓરતને તેના શોહરે તલાક આપી દીધી, શરીઅતમાં તેની ઈદ્દત વિશે શું હુકમ છે ?

**જવાબ :** જે ઓરતને નિકાહ થઈ ગયા બાદ તેના શોહર તલાક આપી દે તો જો નિકાહ થયા બાદ શોહરે તે ઓરતથી એકાંતવાસો કરતાં પહેલાં જ તલાક આપી દીધી છે તો એવી મુતલ્લકા ઓરત પર કોઈ જાતની ઈદ્દત વાજિબ થતી નથી. એવી ઓરત તલાક બાદ તરત બીજા નિકાહ કરી શકે છે. (બદાઇઅ્ : ૩/૧૯૧)

કુર્આને મજીદમાં છે : **યા અય્યુહલ્લઝી-ન આમનૂ ઈઝા.....**

અર્થાત્ : "હે ઈમાનવાળાઓ ! (તમારા નિકાહના હુકમોમાંથી એક હુકમ આ છે કે) જ્યારે તમે મુસલમાન ઓરતોથી નિકાહ કરો (અને) પછી તેઓને હાથ લગાડતા પહેલાં (કોઈ કારણસર) તલાક આપો તો તમારી કોઈ ઈદ્દત તે ઓરતો પર (વાજિબ) નથી, જેને તમો ગણવા



લાગી જાવ." (અહઝાબ : ૪૯)

હઝરત કાઝી સાહેબ (રહ.) આ આયતમાં વર્ણન થયેલ મસ્અલહ બાબત લખે છે : આ હુકમ પર પૂરી ઉમ્મતનો એક મત છે. (તફસીરે મઝહરી : ૭/૩૫૯)

જો નિકાહ થયા બાદ ઓરતથી એકાંતવાસો કર્યો છે તો એવી ઓરત પર ઇદ્દત વાજિબ છે અને ઇદ્દત ગુજારવાનો ભારપૂર્વક હુકમ આપવામાં આવ્યો છે.

(તફસીરે મઝહરી : ૧/૨૭૪)

## ઇદ્દતના પ્રતિબંધિત કામો

**સવાલ** : ઇદ્દતની મુદ્દત પૂરી થતાં સુધી મુતલ્લકા ઓરત માટે જે ખાસ ખાસ કામો કરવાની મનાઈ હોય છે તે કયા કયા છે ?

**જવાબ** : પહેલા એ સમજી લેવું જોઈએ કે તલાક સામાન્ય રીતે ત્રણ પ્રકારની હોય છે : (૧) તલાકે રજઈ, (૨) તલાકે બાઈન અને (૩) તલાકે મુગલ્લઝહ.

રજઈ તલાકવાળી ઓરત સાથે ઇદ્દતમાં તલાક દેનાર શોહર સિવાય પરાયા માણસે નિકાહ કરવા કે નિકાહનો પયગામ સાફ શબ્દોમાં કે ગોલમોલ શબ્દોમાં મોકલવો જાઇઝ નથી, કારણ કે ઇદ્દત પૂરી થતાં સુધી તો તે સંપૂર્ણ

રીતે તલાક દેનાર શોહરની જ બીબી છે. હા, તેને ઓરત તરીકે રાખવા માટે તલાક દેનાર શોહરે તો નિકાહ કરવાની પણ જરૂરત નથી.

બાઈન તલાકવાળી ઓરતના ઈદ્દતમાં કોઈ પરાયા માંણસથી નિકાહ નાજાઈઝ છે. હા, તલાક દેનાર શોહર ઈદ્દતમાં પણ આ ઓરતથી નિકાહ કરી શકે છે. આવી ઓરતને સાફ અથવા ગોલમોલ શબ્દોમાં પરાયા માણસે નિકાહનો સંદેશો મોકલવો પણ જાઈઝ નથી.

મુગલ્લઝહ તલાકવાળી ઓરતના નિકાહ તલાક દેનાર શોહરથી ન ઈદ્દતમાં જાઈઝ છે અને ન ઈદ્દત પછી જાઈઝ છે, કારણ કે હલાલહ કર્યા વગર એ ઓરત મજકૂર શોહર માટે હરામ રહે છે અને પરાયા માણસ સાથે પણ ઈદ્દત પૂરી થતાં સુધી નિકાહ નાજાઈઝ છે. એવી જ રીતે ઈદ્દતની મુદતમાં પરાયા માણસ સાથે સાફ કે ગોલમોલ શબ્દોમાં નિકાહની વાતચીત પણ નાજાઈઝ છે.

(દુર્રે મુખ્તાર, શામી : ૨/૬૧૯, નઈમિય્યહ–દેવબંદ, બદાઈઅ્ : ૩/૨૦૪)

બાઈન અને મુગલ્લઝહ તલાકવાળી ઓરત માટે ઈદ્દતમાં ઝેવર ચાહે સોના–ચાંદીના હોય કે બીજી કોઈ ધાતુના, બંગડીઓ પહેરવી, રેશમી અને નવા તથા ભપકાદાર કપડાં પહેરવા જાઈઝ નથી. બંગડીઓ તોડવી



જરૂરી નથી. ઈદ્દત પૂરી થતાં સુધી ઉતારી નાખે. એવી જ રીતે સુગંધી વસ્તુઓ ચાહે પાવડર હોય કે અત્તર યા તેલ હોય—વાપરવી જાઇઝ નથી.

માથામાં તેલ લગાડવું સુગંધીદાર હોય કે સાદું હોય, આંખોમાં સુરમો લગાડવો, કાંસકીનો ઉપયોગ કરવો તથા મહેંદી લગાડવી આ બધી વાતો પણ નાજાઈઝ છે.

જો કોઈ ઈદ્દત ગુજારનાર ઓરતને માથામાં દુખાવો થવાથી અથવા જૂ પડવાથી તેલ અને કાંસકીનો ઉપયોગ કરવાની જરૂરત પડે તો સુગંધ વગરનું સાદું તેલ અને મોટા દાંતાની કાંસકીનો ઉપયોગ કરી શકે છે. એવી જ રીતે આંખમાં દર્દ થાય તો સુરમાનો ઉપયોગ કરી શકે છે અને મજબૂરીની સૂરતમાં પણ આ વસ્તુઓનો ઉપયોગ શણગારની નિય્યત વગર ફક્ત મજબૂરીના ઉપાયની નિય્યતથી કરવામાં આવે.

(દુર્રે મુખ્તાર, શામી : ૨/૬૧૭, નઈમિય્યહ—દેવબંદ, બદાઈઅ્ : ૩/૨૦૮)

તલાક થઈ જવાથી તરત ઈદ્દત શરૂ થઈ જાય છે અને તે વખતથી જ ઓરત માટે તે ઘરથી બહાર નીકળવું હરામ છે. જે ઘરમાં તે નિકાહ પહેલા શોહર સાથે રહેતી હતી, અહિંયા સુધી કે જો તલાક આપતી વેળા ઓરત બીજા કોઈ ઘરમાં હતી તો તેના પર જરૂરી છે કે તરત તે ઘરમાં વાપસ





આવી જાય જ્યાં શોહર સાથે રહેતી હતી અને તે ઘરમાંથી બહાર નીકળવા પર એટલી સખત પાબંદી છે કે, જે ખડકી–મહોલ્લામાં શોહરનું ઘર આવેલું છે ત્યાં શોહર સિવાય બીજા લોકોના ઘરો પણ છે તો ઘરના આંગણામાં નીકળવાની પણ ઈજાઝત નથી અને આ હુકમ રજઈ, બાઈન અને મુગલ્લઝહમાંથી દરેક પ્રકારની તલાકવાળી ઓરતને લાગુ પડે છે. (બદાઇઅ્ : ૩/૨૦૫)

આ મસ્અલા બાબત બધેબધ ગફલત વર્તાય રહી છે. ક્યાંક તો શોહર અથવા તેના કુટુંબીજનો ઘરમાંથી નીકળી જવા પર મજબૂર કરે છે અને ક્યાંક ઓરતના રિશ્તેદારો આવી તેને લઈ જાય છે. તો આ અવશ્ય યાદ રાખવું જોઈએ કે આ પ્રચલિત રીત–રસમ કુર્આન શરીફના સ્પષ્ટ હુકમ વિરુદ્ધ છે. અલ્લાહ તઆલા સૂરએ તલાકમાં મુતલ્લકા ઓરતોને ઘરથી કાઢવા કે તેઓના પોતે નીકળવા બાબત ફરમાવે છે : **યા અય્યુહન્નબિય્યુ ઈઝા તલ્લક્તુ–મુન્નિસાઅ.....**

**અર્થાત્** : "હે પયગંબર ! (આપ લોકોને કહી આપો કે) જ્યારે તમે લોકો (એવી) ઓરતોને તલાક દેવા લાગો (જેઓની સાથે અકાંતવાસો કરી ચૂક્યા હોય) તો તમો તેઓને ઇદ્દત (એટલે હેઝ આવવા)થી પહેલા (એટલે તોહરમાં–પાકીની હાલતમાં) તલાક આપો. (અને આ



વાત સહીહ હદીસોથી સાબિત છે કે જે તોહરમાં તલાક આપવી છે તેમાં સોહબત થયેલી ન હોવી જોઈએ.) અને (તલાક આપ્યા પછી) તમો ઈદ્દતને યાદ રાખો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો જે તમારો પરવરદિગાર છે. (એટલે આ વિષયમાં જે અલ્લાહ તઆલાએ હુકમો આપ્યા છે તેનું ઉલ્લંઘન ન કરો. (દા.ત. એક સાથે ત્રણ તલાકો ન આપો, હૈઝની હાલતમાં તલાક ન આપો. જેમ કે સહીહ હદીસોથી મનાઈ સાબિત છે) અને તે હુકમો પૈકી એક હુકમ આ છે કે ઈદ્દતના સમય દરમિયાન તેઓ ઓરતોને તેના (રહેવાના) ઘરોમાંથી ન કાઢે, (કારણ કે મુતલ્લકા ઓરતને પોતાની પરિણીત ઓરતની જેમ રહેવાનું મકાન આપવું વાજિબ છે) અને તે ઓરતો પોતે પણ (ઈદ્દતના ઘરોમાં થી) બહાર ન નીકળે. હા, સિવાય એ કે તે ઓરતો કોઈ ખુલ્લી બેહયાઈનું કામ કરે અને આ બધા અલ્લાહ તઆલાના નક્કી કરેલા હુકમો છે અને જે વ્યક્તિ આ ખુદાઈ હુકમોને ઓળંગી જશે, (દા.ત. મુતલ્લકા ઓરતને પોતાના રહેવાના ઘરમાંથી કાઢી મૂકી) તો તેણે પોતાની ઝાત પર જુલમ કર્યો (કિંવા ગુનેગાર બન્યો)." (બયાનુલ કુર્આન : ૨/૬૭૧, ૬૭૨)

હઝ. મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.) લખે છે : આયતે એ વાતનું વર્ણન કરી આપ્યું કે ઓરતનો શોહરના ઘરમાં રહેવાનો હક ફક્ત તલાક થઈ જવાથી ખતમ થઈ

જતો નથી; બલકે ઈદ્દતની મુદ્દત પૂરી થતાં સુધી ઓરતને ત્યાં રહેવાનો અધિકાર છે અને મુતલ્લકા ઓરતોને ઘરમાંથી કાઢી મૂકવી (ઈદ્દત પૂરી થતાં પહેલા) જુલ્મ અને હરામ છે. એવી જ રીતે ઓરતોનું આપમેળે નીકળી જવું પણ હરામ છે, ચાહે શોહરે નીકળવાની રજા પણ કેમ ન આપી હોય, કારણ કે ઈદ્દત દરમિયાન તે જ ઘરમાં રહેવું ફક્ત શોહરનો જ હક નથી, બલકે અલ્લાહ તઆલાનો પણ હક છે. જે અલ્લાહ તઆલા તરફથી ઈદ્દત ગુજારનાર ઓરત પર લાઝિમ છે.

(મઆરિફુલ કુર્આન : ૮/૪૮૦)

હા, જો શોહરની સાથે જે મકાનમાં રહેતી હતી તે એવું જૂનું હોય કે પડી જવાનો ભય હોય અથવા તે ઘરમાં પોતાનો સામાન ચોરાઈ જવાનો સખત ભય હોય અથવા શોહર કે તેના ઘરવાળા બળજબરીથી તેને નીકળી જવા પર મજબૂર કરે તો ઈદ્દતના અસલી ઘરમાંથી નીકળી શકે છે. એવી જ રીતે જો શોહર ફાસિક–ફાજિર (અપરાધી) હોય અને એવા શોહર સાથે તેના ઘરમાં ઈદ્દત માટે રહેવામાં બદકારીમાં પડી જવાની બીક હોય તો પ્રથમ તો એવા શોહરને ફરજ પાડવામાં આવશે કે તારે આ ઓરતની ઈદ્દત પૂરી થતાં સુધી બીજા ઘરમાં રહેવું જરૂરી છે, માટે તું આ ઘરમાંથી નીકળી જા અને ઓરતને રહેવા દે. જો ન માને તો તે ગુનેગાર થશે અને ઓરત માટે બીજા ઘરમાં



રહેવું જાઇઝ થઈ જશે. હા, આ હુકમ રજઈ તલાકવાળી ઓરતને લાગુ પડતો નથી, કારણ કે તે ઈદ્દત પૂરી થતાં સુધી તલાક દેનાર શોહરના નિકાહમાં બાકી રહેવાથી બદકારીમાં પડી જવાનો ભય રહેતો નથી.

(શામી : ૫/૨૬૭, દારુલ કિતાબ—દેવબંદ)

## બીજા ઘરમાં ઇદ્દત ગુજારવી

**સવાલ :** ઓરત કોઈ શરીઅત માન્ય કારણસર ઈદ્દત પૂરી થતાં પહેલા શોહરના ઘરેથી નીકળી જાય તો હવે એ ક્યાં ઈદ્દત પૂરી કરે ? અને જે બીજા ઘરમાં રહેવા જશે ત્યાંથી પણ બહાર નીકળવા પર પાબંદી રહેશે કે નહિ ?

**જવાબ :** જે ઘર શોહર નક્કી કરે તે ઘરમાં ઈદ્દત પૂરી કરે અને તે ઘરમાંથી પણ ઈદ્દત પૂરી થતાં સુધી બહાર નીકળવા પર પાબંદી તે જ પ્રમાણે રહેશે, જે પ્રમાણે શોહરના ઘરમાં ઈદ્દત ગુજારવાની હાલતમાં હોય છે.

(શામી : ૨/૬૨૧, નઈમિય્યહ—દેવબંદ, બદાઇઅ્ : ૩/૨૦૬)

## ઇદ્દતમાં શોહરથી પરદો

**સવાલ :** ઈદ્દતની મુદતમાં જ્યારે ઓરત માટે શોહરના ઘરમાં જ રહેવું જરૂરી છે તો શું ઈદ્દતની મુદતમાં





શોહરથી પરદો કરવો પડશે કે નહિ ?

**જવાબ :** જો ઓરત બાઈન કે મુગલ્લઝહ તલાકવાળી હોય તો તે ઓરત શોહર માટે ઈદ્દતની મુદ્દતમાં પણ પરાઈ જ ગણાશે, માટે એણે તલાક દેનાર મરદથી બીજા પરાયા મરદોની જેમ પરદો કરવો જરૂરી છે અને બન્નેને એક જ ઘરમાં રહેવાનું છે, એટલે એ વાતનો સખત બંદોબસ્ત કરવો જરૂરી છે કે બન્નેને એક ઘરમાં રહેવા છતાં એકાંત ન મળી શકે.

જો ઓરત રજઈ તલાકવાળી છે તો ઈદ્દત પૂરી થતાં સુધી પરદો કરવો જરૂરી તો નથી, પણ મુસ્તહબ છે.

(દુર્રે મુખ્તાર, શામી : ૨/૬૨૧, નઈમિય્યહ—દેવબંદ)

## તલાક વખતે બીજા સ્થળે હોય તો ઇદ્દત ક્યાં ગુજારે ?

**સવાલ :** જ્યારે શોહર ઓરતને તલાક આપે છે તો ઘણા વખતે એમ પણ બને છે કે ઓરત તે વખતે શોહરના ઘર પર હોતી નથી, બલકે બીજા ગામમાં કે શહેરમાં પોતાના મા—બાપના ઘર પર હોય છે તો આવી સૂરતમાં મા—બાપના ત્યાં રહી ઈદ્દત ગુજારવી કે શોહરના ઘરે પાછા ફરી ત્યાં ઈદ્દત ગુજારવી જરૂરી છે ?



**જવાબ :** જો શોહરે તલાકે બાઈન કે તલાકે મુગલ્લઝહ આપી હોય અને ઓરતના મા–બાપનું ઘર જ્યાં તલાક વેળાએ ઓરત હોય છે, એટલું દૂર હોય કે ત્યાંથી શોહરના ઘરે પહોંચવા માટે શરઈ સફર કરવો પડતો હોય તો ત્યાં જ રહી ઈદ્દત ગુજારે અને સફર કરી શોહરના ઘરે ન પહોંચે. શરઈ સફરનું અંતર આજકાલ કિલોમીટરના હિસાબથી સવા સિત્તોતેર (૭૭. ૧/૪) કિ.મી. થાય છે. એટલા અંતરનો સફર કરવો પડે તો તે સફર શરઈ ગણાશે અને જો બાપનું ઘર એટલું દૂર નથી, એટલે કે શરઈ સફર કર્યા વગર શોહરના ઘરે પહોંચી શકે છે તો શોહરના ઘરે જ પાછા ફરી ઈદ્દત ગુજારવી જરૂરી છે.

જો શોહરે રજઈ તલાક આપી હોય તો દરેક સૂરતમાં શોહરના ઘરે પાછા ફરી ઈદ્દત ગુજારવી જરૂરી છે, ચાહે શરઈ સફર કરવી પડે કે ન કરવી પડે. હા, જો શરઈ સફર કરવી પડતી હોય તો એ સૂરતમાં સફરમાં ઓરત સાથે એવા મરદ રિશ્તેદારનું હોવું જરૂરી છે જે શરઈ દષ્ટિએ ઓરતનો મહરમ હોય. ઓરતનું એકલી હોવાની હાલતમાં કે ગેર મહરમની સાથે શરઈ સફર કરવી જાઈઝ નથી.

(શામી : ૨/૬૨૨, નઈમિય્યહ–દેવબંદ, બદાઈઅ્ : ૩/૨૦૭, ઈમ્દાદુલ ફતાવા : ૨/૫૦૪)

## તલાકની વ્યાખ્યા અને પ્રકાર

**તલાકની વ્યાખ્યા :** નિકાહી બંધનને ખાસ શબ્દો વડે અત્યારે—હમણાં જ અથવા પરિણામરૂપે ઉઠાવી દેવાને ઈસ્લામી કાયદા મુજબ તલાક કહે છે.

(તન્વીરુલ અબ્સાર કમ દુર્રે મુખ્તાર : ૪/૩૧૩, દારુલ કિતાબ—દેવબંદ)

**તલાકે રજઈની વ્યાખ્યા :** એક તલાક યા બે તલાક જો સરીહ (સ્પષ્ટ અને સાફ) અથવા સરીહના નિયુક્ત શબ્દો વડે આપવામાં આવે તો આમાં શોહરને ઈદ્દતની અંદર રજઅત (અર્થાત્ છૂટાછેડા પછી એ જ સ્ત્રી સાથે નિકાહ કરવા)નો અધિકાર હોય છે અને ઈદ્દત પૂરી થયા પછી બંનેની રઝામંદી અને રાજી ખુશીથી નિકાહ દુરુસ્ત થાય છે, આવી તલાકને રજઈ કહે છે. (બદાઈઅ્ : ૩/૧૭૪)

**તલાકે બાઈનની વ્યાખ્યા :** જો કિનાયહ (ગુપ્ત સંકેત, જે સરીહ શબ્દોના કાઈમ મકામ અને નાયબ ન હોય એવા) શબ્દો વડે તલાક આપવામાં આવે તો તેમાં રજઅતનો અધિકાર રહેતો નથી. અલબત્ત, પરસ્પરની રઝામંદીથી ઈદ્દત પછી નિકાહ થઈ શકે છે, આવી તલાકને બાઈન કહે છે.

(બદાઈઅ્ : ૩/૧૭૪)

**તલાકે મુગલ્લઝહની વ્યાખ્યા :** જો ત્રણ વખત તલાક



આપવામાં આવે તો તેમાં હલાલહની જરૂરત પેશ આવે છે, આવી તલાકને મુગલ્લઝહ કહે છે.

(આલમગીરી : ૧/૪૭૩)

*નોંધ : તલાકની વ્યાખ્યા અને પ્રકાર એ સંપાદકનો વધારો છે.*

## નાપાક કપડાંને ધોવાની રીત

**કપડાં ઉપર લાગેલી નાપાકી બે પ્રકારની છે :**

એક દેખાય એવી દળદાર નાપાકી, જેમ કે પાયખાનું, લોહી અને બીજી અદશ્ય પાતળી નાપાકી, જેમ કે પેશાબ, મઝી, શરાબ.

**નાપાક કપડાંને ધોવાની અનેક રીતો છે :**

– કૂવામાંથી ડોલ વડે પાણી કાઢી તગારામાં નાખવામાં આવે અને પછી સાબુ લગાડી કૂવાના થાળા ઉપર ધોવામાં આવે.

– તળાવ અથવા નદીના કિનારે બેસી પથ્થર ઉપર કપડાં ધોવામાં આવે.

– વૉશિંગ પ્લેટફોર્મ ઉપર નળ નીચે બેસી કપડાં ધોવામાં આવે.



— ઈલેકટ્રિક વૉશિંગ મશીનમાં પાવડર અને પાણી નાખી ધોવામાં આવે.

જો નાપાક કપડાં ઉપર દેખાય એવી દળદાર નાપાકી લાગેલી હોય અને તેને ઉપર જણાવેલ ગમે તે રીતથી ધોવામાં આવે તો તેને પાક કરવાનો તરીકો આ છે કે એવી રીતે એટલીવાર ધોવામાં આવે કે કપડાંની સપાટી પરથી અને વણાટમાંથી નાપાકીના અંશો દૂર થઈ જાય અને નાપાકીની એવી અસર (સ્વાદ, બૂ અને રંગ) પણ દૂર થઈ જાય (જેમ) કે ફક્ત સાદા પાણીથી કપડું ધોવાથી દૂર થઈ શકે છે.

નાપાકીની જે અસર માત્ર સાદા પાણીથી દૂર ન થઈ શકે તેને દૂર કરવા સાબુ, પાવડર, પ્રવાહી કે કેમિકલ કે ગરમ પાણી વાપરવું જરૂરી નથી, એવી અસર બાકી રહેવા છતાં કપડું પાક થઈ ગયેલું ગણાશે.

(શામી : ૧/૨૧૮, નઈમિય્યહ—દેવબંદ)

જો નાપાક કપડાં ઉપર સૂકાય પછી ન દેખાય એવી પાતળી નાપાકી લાગેલી હોય અને તેને કૂવા ઉપર તગારામાં પાણી કાઢીને ધોવામાં આવે તો તેને પાક કરવાનો તરીકો આ છે કે, તેની ઉપર એક વાર પાણી નાખીને મસળવામાં આવે પછી નિચોવવામાં આવે, બીજી વાર પણ એ પ્રમાણે કરવામાં આવે અને ત્રીજી વાર પણ એ પ્રમાણે

કરવામાં આવે, પરંતુ ત્રીજી વાર કપડાં ઉપર પાણી નાખ્યા પછી ધોનાર માણસની શક્તિ મુજબ એ પ્રમાણે નિચોવવામાં આવે કે પાણી ટપકવાનું બંધ થઈ જાય અને એથી વધુ તાકાતથી તે ધોનાર માણસના નિચોવવાથી તે કપડાંમાંથી પાણીના ટીપાં પડવાની સંભાવના ન રહે.

(ઉમ્દતુલ ફિકહ : ૧/૨૫૬)

તળાવ કે નદીના કિનારે અથવા વૉશિંગ પ્લેટફોર્મના નળ ઉપર બેસીને નાપાક કપડાં ધોવામાં આવે તો તેને ઉપર મુજબ ત્રણવાર ધોઈને અને નિચોવીને પણ પાક કરી શકાય છે.

જો નાપાક કપડાં ઉપર એટલું પાણી નાખવામાં અને વહાવવામાં આવે કે પાણીના વહેણ સાથે કપડાંમાંથી નાપાકી દૂર થઈ જવાનો સંતોષ થઈ જાય તો પણ કપડું પાક થઈ જશે અને આ સૂરતમાં ત્રણવાર પાણી નાખી ધોવાની અને દરેક વાર નિચોવવાની પાબંદી કરવી પણ જરૂરી નથી. (શામી : ૧/૨૨૨, નઈમિય્યહ–દેવબંદ)

વૉશિંગ મશીનમાં પાણી અને પાવડર નાખીને નાપાક કપડાં ધોવામાં આવે તો તેને પાક કરવાનો તરીકો તગારામાં પાણી લઈને પાક કરવાના તરીકા મુજબ રહેશે. એટલે કે :

એક વાર મશીનમાં પાવડર, પાણી અને નાપાક કપડું નાખી મશીન ચલાવ્યા પછી કપડું મશીનમાંથી કાઢી નિચોવવું પડશે.

અને પહેલીવાર નાખેલું પાણી મશીનમાંથી ખાલી કરીને બીજીવાર મશીનમાં પાણી અને કપડું નાખીને મશીન ચલાવ્યા પછી કપડું કાઢીને નિચોવવું પડશે.

અને મશીનમાંથી પાણી કાઢીને ત્રીજીવાર નવું પાણી અને કપડું નાખીને મશીન ચલાવ્યા પછી કપડું કાઢીને જોરથી નિચોવવું પડશે, કારણ કે વૉશિંગ મશીનમાં નાખેલું પાણી જ્યાં સુધી મશીન ચાલે અને પાણી બહાર કાઢવામાં ન આવે અને કપડું નિચોવવામાં ન આવે ત્યાં સુધી તે કપડાં સાથે જ રહે છે, એટલે કપડાં પર લાગેલી નાપાકી કપડાંથી દૂર થયેલી નહિ ગણાય.

ડિટરજન્ટ પાઉડર કે સારો સાબુ વાપરવાથી નાપાક કપડાંને અદૃશ્ય પાતળી નાપાકીથી પાક કરવા માટે ત્રણ વાર ધોવું અને નિચોવવું ગેરજરૂરી નહિ ઠરે, કારણ કે મજકૂર કાર્યવાહી તો નાપાક કપડાંથી નાપાકી અલગ કરવા માટે છે અને ડિટરજન્ટ કે સાબુને પણ કપડાંથી દૂર કરવા માટે કપડાંને વારંવાર ધોવું અને નિચોવવું તો જરૂરી જ બને છે.

પાક અને નાપાક કપડાં વૉશિંગ મશીનમાં કે કોઈ

મોટા વાસણમાં પાણીમાં પાવડર નાખી સાથે પલાળવાથી અને સાથે ધોવાથી શરૂમાં પાક કપડાં પણ નાપાક થઈ જશે અને પછી દરેક કપડાંને નાપાકીથી પાક થાય એ રીતે ધોવું પડશે. માટે બેહતર સૂરત આ છે કે, નાપાક કપડાંમાં નાપાકી લાગેલી જગ્યાને પ્રથમ પાક કરી લેવામાં આવે. તે પછી બધાં કપડાં સાથે ભીંજવવા અને ધોવામાં આવે અથવા પાક અને નાપાક કપડાં અલગં અલગ ભીંજવવા અને ધોવામાં આવે.

પોતાના ઘરની ઓરતોને અને વસાવા સમાજની કપડાં ધોનાર બહેનોને મસ્અલહ મુજબ નાપાક કપડાં ધોવાની રીત સમજાવી દેવામાં આવે અને ગેર મુસ્લિમ ઓરતના પદ્ધતિસર ધોયેલા નાપાક કપડાં પણ પાક થયેલા ગણાશે.

(ઝુબ્દતુલ ફતાવા : ૨/૧૬૨ થી ૧૬૫)

આજકાલના પ્રચલિત વૉશિંગ મશીનો બે પ્રકારના હોય છે : (૧) Semi Automatic Washing Machine (સે'મિ ઓટોમેટિક વૉશિંગ મશીન), અને (૨) Fully Automatic Washing Machine(ફુલ્લી ઓટોમેટિક વૉશિંગ મશીન), સે'મિ ઓટોમેટિક વાશટબમાંથી નાપાક કપડાં કાઢયા બાદ મશીનના સૂકાવનાર ભાગ સ્પિન ટબમાં નાપાક કપડાં નાખ્યા બાદ ત્રણ વખત પાણી નાખી સ્પિન ટબ દ્વારા ત્રણ વખત નિચોવવાથી કપડાં પાક થઈ

જાય છે. મશીનમાંથી કાઢી અલગથી પાક કરવાની જરૂરત નથી.

ફુલ્લી ઓટોમેટિકમાં વૉશ ટબ અને સ્પિન ટબ એકી સાથે જ હોય છે. તો ફુલ્લી મશીનમાં નાપાક કપડાં નાખ્યા બાદ ત્રણ વખત પાણી નાખી ત્રણ વખત સ્પિન કરવાથી (ગોળ–ગોળ ફરવાથી) કપડાં નિચોવાય જાય છે, જેથી કપડાં પાક થઈ જશે.

(મુસ્તફાદ કિતાબુલ મસાઈલ : ૧/૧૧૦)

## નાપાક ફર્શને પાક કરવાનો તરીકો

સિમેન્ટ, લાદી, માર્બલના ફર્શ (ફરસ)નો હુકમ જમીનની જેમ છે. જો તેના પર પેશાબ અથવા ભીની નાપાકી લાગી ગઈ તો સૂકાઈ અને નાપાકીની અસર ખતમ થવાથી પાકીનો હુકમ લાગુ પડશે અને તરત પાક કરવાનો તરીકો આ છે કે, તેના ઉપર પાણી વહાવી વાઈપર અથવા લૂંછીને (જેમ કે પોતું વગેરેથી લૂંછીને) સૂકું કરી લેવામાં આવે અથવા ડોલ, પાઈપ વડે એટલું પાણી વહાવવામાં આવે કે નાપાકીની અસર ખતમ થવાનું યકીન થઈ જાય તો ફર્શ પાક થઈ જશે.

(કિતાબુલ મસાઈલ : ૧/૧૧૮)

## કાર્પેટ-ગાલીચાને પાક કરવાની રીત

કાર્પેટ–ગાલીચો, શતરંજી અથવા એવી વસ્તુ જેને નિચોવી ન શકાય અને તે નાપાક થઈ જાય તો તેને પાક કરવાની રીત આ છે કે તેને ત્રણ વખત ધોવામાં આવે અને દરેક વખતે એટલી વાર છોડી દેવામાં આવે કે તેનાથી પાણી ટપકવાનું બંધ થઈ જાય, (પૂરી રીતે સૂકવવું જરૂરી નથી) ત્રણ વખત આ મુજબ કરવાથી ગાલીચો વગેરે પાક થઈ જશે. પાણી સુકવવા માટે વાઈપર મશીન અથવા સફાઈ મશીનનો ઉપયોગ કરી શકાય છે.

(કિતાબુલ મસાઈલ : ૧/૧૧૮)

## ચટાઈને પાક કરવાની રીત

જો ચટાઈ વાંસની બનેલી છે તો તેના ઉપર ત્રણ વખત પાણી નાખવાથી અને નાપાકી સાફ કરવાથી ચટાઈ પાક થઈ જશે. એટલા માટે કે વાંસની ચટાઈમાં નાપાકીની અસર અંદર સુધી જઝબ (શોષણ) થતી નથી અને જો ચટાઈ ઘાસ અથવા ખજૂર વગેરેના પાંદડાની બનેલી હોય તો ત્રણ વખત તેને ધોવામાં આવે અને દરેક વખતે ધોયા પછી તેને નિચોવવામાં આવે અને તેને નિચોવવાની રીત આ છે કે તેને કોઈ ભારે વસ્તુની નીચે દબાવી અથવા એક



વખત ધોઈને એટલી વાર સુધી છોડી આપે કે તેનાથી ટીપાં ટપકવાનું બંધ થઈ જાય, કેમ કે તેનાથી જઝબ થયેલું (ચૂસાયેલું) પાણી નિચોવાય જાય. ત્રણ વખત આવું કરવાથી તે ચટાઈ પાક ગણાશે.

(કિતાબુલ મસાઈલ : ૧/૧૧૯)

## નાપાક રૂને પાક કરવાની રીત

જો રૂ અથવા ગાદલું કે ગોદડું વગેરે નાપાક થઈ જાય તો તેની એક શકલ તો આ જ છે કે, તેને પાણીમાં સારી રીતે ધોઈને નિચોવી લેવામાં આવે અને બીજી શકલ આ છે કે, જો નાપાકીનું પ્રમાણ–માત્રા વધુ ન હોય (દા.ત. અડધા ભાગથી ઓછામાં ઓછી નાપાકી હોય) તો રૂ ને પીંજવાથી પણ પાક થઈ શકે છે, પરંતુ જો નાપાકી અડધા ભાગથી વધુ હોય તો આવા રૂ ને પીંજવાથી પાક થતું નથી, બલકે તેને ધોવું જરૂરી છે. (કિતાબુલ મસાઈલ : ૧/૧૧૬)

## સમ પાક કરવાની રીત

જો સમ (જમીનમાં બનાવેલી ટાંકી) નાપાક થઈ જાય તો તેને સાફ કરવાની બે રીતો છે :

૧. સમમાં પાણી લગાતાર ભરવામાં આવે ત્યાં સુધી





કે તે છલોછલ ભરાઈને છલકાવા લાગે તો આ જારી (ચાલુ) પાણીના હુકમમાં થશે.

૨. સમમાં એક તરફથી પાણી ચાલુ કરી બીજી બાજુથી મોટર ચલાવી પાણી ખેંચવાનું શરૂ કરે, તો પણ આ જારી પાણી શુમાર થશે અને પૂરો સમ અને પાઈપ પાક ગણાશે.

(અહસનુલ ફતાવા : ૨/૪૯, કિતાબુલ મસાઈલ : ૧/૧૨૦)

## સુધારવા જેવું

૧. સોના–ચાંદી સિવાયની બીજી કોઈ પણ ધાતુની વીંટી (જેમ કે બગસરાની વીંટી વગેરે) પહેરવી ઓરતો માટે હરામ છે, પરંતુ ધાતુની તે વીંટી જેના ઉપર ચાંદીનું પાણી કે કવર ચઢાવી દીધું હોય તો તેને પહેરવામાં કોઈ વાંધો નથી.

(શામી : ૯/૪૩૮, ૪૩૯, દારુલ કિતાબ–દેવબંદ, ફતાવા રહીમિય્યહ : ૬/૨૭૯, ૨૮૦)

૨. જે ઓરતના પતિનો ઈન્તિકાલ થયો હોય તેવી ઓરતની બંગડી પોતે અથવા બીજી ઓરતો તોડી નાખે છે, આ ઈસ્રાફ (ફુઝૂલ ખર્ચી) અને માલને બરબાદ કરવો છે. એટલા માટે પતિના અવસાન પર



સહીહ–સાલિમ બંગડીઓ કાઢી લેવી જોઈએ, કેમ કે ઈદ્દત પછી કામ આવે. અલબત્ત, જો નીકળતી જ ન હોય યા કાઢવામાં તકલીફ થતી હોય તો તોડી નાખવી જાઇઝ છે. (અગ્લાતુલ અવામ : ૨૧૪)

૩. બાળકોને ઈસ્તિન્જો (પેશાબ–પાખાનું) કરાવવાથી વુઝૂ તૂટતું નથી. (ફતાવા મહમૂદિય્યહ : ૫/૭૪)

૪. મુસલ્લાનો ખૂણો એટલા માટે વાળવો કે શયતાન નમાઝ પઢી લેશે, બે બુનિયાદ છે. અલબત્ત, મુસલ્લા પર ધૂળ ન લાગે એટલા માટે તેને લપેટવો મના નથી.

(ફતાવા રહીમિય્યહ : ૨/૩૦૨, આપકે મસાઈલ ઔર ઉન્કા હલ : ૧/૫૨૨)

૫. દૂધ પીનાર બચ્ચાંઓનો પેશાબ પણ નાપાક છે. સામાન્ય રીતે આપણી ઓરતો તેનાથી બચતી નથી. તેનાથી બચવાનો તરીકો આ છે કે બચ્ચાંઓને એવી વસ્તુ પહેરાવી દે, જેથી પેશાબથી બચી શકાય.

(મુસ્તફાદ ફતાવા મહમૂદિય્યહ : ૫/૨૭૩)

૬. સામાન્ય રીતે ઓરતો મુસાફહા (હસ્ત મેળાપ) કરતી વેળા પોતાની હથેળીઓ મિલાવતી નથી, બલકે આંગળીઓ જ મિલાવે છે અને અસ્સલામુ અલયકુમના બદલે "લાવ, આપણે મળીએ !" આ

ખોટ્ટી આદત ગણાય, જથી અસ્સલામુ અલયકુમ બોલીને બન્ને હથેળીઓ મિલાવી મુલાકાત કરવી જોઈએ. (શામી : ૯/૪૬૫, દારુલ કિતાબ–દેવબંદ)

૭. અસર પછી અને રાતે ઘર વગેરે સાફ કરવા સાવરણી લગાડવી મમ્નૂઅ (નિષિદ્ધ) સમજવું એ બે–બુનિયાદ છે.

(આપકે મસાઈલ ઔર ઉન્કા હલ : ૧/૫૦૬, અગ્લાતુલ અવામ : ૩૭, ૨૧૯)

૮. નમાઝમાં એટલો બારીક (પાતળો) દુપટ્ટો ઓઢવો–પહેરવો જેનાથી વાળ દેખાય તો નમાઝ ફાસિદ થઈ જશે. (શામી : ૨/૭૮, ઝકરિય્યહ–દેવબંદ)

૯. ઓરતનું દૂધ પાક છે, તેને કાઢવાથી યા આપોઆપ નીકળવાથી યા બાળકને પિવડાવવાથી વુઝૂ કે રોઝહ નહિ તૂટે. વુઝૂ (શરીરમાંથી) નાપાક વસ્તુના નીકળવાથી તૂટે છે. (ઝુબ્દતુલ ફતાવા : ૨/૬૬)

૧૦. ઊલટી આપમેળે થઈ જાય, ભલેને ગમે તેટલી હોય, તેનાથી રોઝહ તૂટતો નથી. અલબત્ત, જાણીબૂઝીને ઊલટી કરે જ મોં ભરીને હોય તો રોઝહ તૂટી જશે.

(બેહિશ્તી ઝેવર : ૩/૧૨, આપકે મસાઈલ ઔર ઉન્કા હલ : ૩/૨૮૯, શામી : ૩/૩૪૯, દારુલ કિતાબ–દેવબંદ)

૧૧. ઓરતની શર્મગાહમાં આંગળી દાખલ કરવાથી વુઝૂ તૂટી જશે. ભલેને આંગળી પર કપડું હોય યા ન હોય. એટલા માટે કે જ્યારે આંગળી નીકળશે તો તેના પર નજાસત (નાપાકી) જરૂર લાગેલી હશે અને નાપાકીના નીકળવાથી વુઝૂ તૂટી જાય છે. અલબત્ત, જો આંગળી ફર્ઝે દાખિલ (અર્થાત ગોળ કાણાં)માં ગઈ નથી તો વુઝૂ તૂટયું નથી.

(અહસનુલ ફતાવા : ૨/૨૦)

૧૨. નાના છોકરાઓને સોના–ચાંદીની અંગૂઠી અને બરાસલી પહેરાવવી તેમજ ઈદ અને શાદીના અવસરે હાથ–પગ પર મહેંદી લગાડવી નાજાઈઝ છે. લગાડનાર ગુનેગાર ઠરશે, ચાંહે મરદ હોય યા ઓરત.

(શામી : ૯/૪૪૨, દારુલ કિતાબ–દેવબંદ)

૧૩. એ'તિકાફ કરનારી અને ઈદ્દતે વફાત ગુજારનારીના વિશે ખ્યાલ કરવો કે વાદળ જોઈ શકતી નથી અને પલંગ પર સૂઈ શકતી નથી, બે બુનિયાદ છે.

(હા–કઝા સમિઅતુ મિન્ ઉસ્તાઝી–મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી)

૧૪. ઈદ્દતે વફાત ગુજારનારી જેવી રીતે ઝીનત (શૃંગાર)

છોડી દેશે, એવી જ રીતે ત્રણ તલાકવાળી સ્ત્રી પણ ઝીનત છોડી દેશે. સામાન્ય રીતે લગ્નવિચ્છેદ (છૂટાછેડા) થનારી શૃંગાર છોડતી નથી.

(બદાઈઅ્ : ૩/૨૦૮)

૧૫. પોતાના ધણી–શોહરને નામ લઈ પોકારવું મકરૂહ અને બેઅદબી છે.

(શામી : ૯/૫૧૩, દારુલ કિતાબ–દેવબંદ)

૧૬. રાતમાં નખ કાપવા જાઈઝ છે.

(આલમગીરી : ૫/૩૫૮)

૧૭. રાતે કાંસકી કરવી–કરાવવી દુરુસ્ત છે.

(અગ્લાતુલ અવામ : ૨૧૯)

૧૮. ઓરતોના વાળને ગમે ત્યાં દફન કરી શકાય છે, કબ્રસ્તાનમાં દફન કરવાને જરૂરી સમજવું ગલત–ખોટું છે. (અગ્લાતુલ અવામ : ૩૬/૨૨૪, ૨૪૮)

૧૯. કાગડાના મોભારે બોલવાથી અને આટામાં પાણી વધારે પડવાથી મહેમાન આવવાનો ખ્યાલ ગલત છે.

(અગ્લાતુલ અવામ : ૩૦, ૩૨, ૩૩)

૨૦. હેડકી (ડચકી) આવવા પર કોઈપણ (ન કબર અને ન

બીજું કોઈ) યાદ કરતું નથી.

(અગ્લાતુલ અવામ : ૩૬, ૨૨૪, ૨૪૮)

૨૧. રાત્રે અરીસામાં જોવાથી પાગલ થવાતું નથી.

૨૨. કોઈનો ઉલ્લેખ (વર્ણન) થઈ રહ્યો હોય અને તરત તે વ્યક્તિ આવે અથવા થોડીક વાર પછી આવે તો તેની લાંબી ઉંમર (અર્થાત્ જીવી–જીવીને જીવીશ) હોવાનું સમજવું, તેની શરીઅતમાં કોઈ અસલ નથી. આ એક લોકવાયકા છે. (અગ્લાતુલ અવામ : ૩૭)

૨૩. નમક (મીઠું)માં ફુઝૂલ ખર્ચી ન કરવી જોઈએ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેને સય્યિદુત્તા'મ (ખાવાનો સરદાર) ફરમાવ્યું છે; પરંતુ મીઠું પડી જવાથી આ ખ્યાલ કરવો કે કિયામતના દિવસે તેને આંખોના પોપચાથી ઉઠાવવું પડશે, બેઅસલ છે. (અગ્લાતુલ અવામ : ૨૪૬)

૨૪. મોત પછી મિયાં–બીવી એકબીજાનું મોં જોઈ શકે છે. (અગ્લાતુલ અવામ : ૨૦૭)

૨૫. શાદી વખતે પીઠી ચોળવી, વળી પીઠીવાળી ઓરતના બહાર નીકળવાથી ઝપટમાં આવી જાય, હાથમાં નારિયેળ કે ગળામાં ફૂલોનો હાર પહેરવો વગેરે–વગેરે બાબતો અણ ઈસ્લામી અને બીજી

કોમને દેખાદેખી પ્રવેશેલા રિવાજો છે.

(મુસ્તફાદ ફતાવા દીનિય્યહ : ૧/૩૦૭)

૨૬. અમુક જગાએ દુલ્હા રુખ્સતી વખતે દુલ્હનને લઈને નીકળે છે ત્યારે ગાડીના આગળ નારિયેળ ફોડે છે કે જેનાથી એકસિડન્ટ ન થાય, બે–બુનિયાદ છે.

(મુસ્તફાદ ફતાવા દીનિય્યહ : ૧/૨૧૯)

૨૭. ઊલટા ચંપલ સીધા કરવા સારી વસ્તુ છે; પરંતુ તેનાથી લઅનત ઉપર જતી નથી. આ બેઅસલ છે.

(આપકે મસાઈલ ઔર ઉન્કા હલ : ૧/૫૦૬)

૨૮. અલ્લાહ તઆલા સિવાય બીજાની કસમ ખાવી જેમ કે, તારી કસમ વગેરે જે આપણી ઓરતો ખાય છે, આ દુરુસ્ત નથી.

૨૯. હથેળીમાં ખારિશ (ખંજવાળ) આવવાથી માલ આવે છે, લગ્વ–બેકાર વાત છે. (અગ્લાતુલ અવામ : ૩૨)

૩૦. ઠોકર લાગવાથી અને જબાન દાંતો નીચે દબાવવાથી એવું સમજવું કે કોઈ ગાળો દેતું હશે, બેઅસલ છે.

(અગ્લાતુલ અવામ : ૩૫)

૩૧. આ જે મશહૂર છે કે પહેલી ઉમ્મતના અમુક લોકો વાંદરા બની ગયા હતા, મોજૂદ વાંદરાની મખ્લૂક

તેમની નસલ (વંશ) છે, આ તદ્દન ગલત છે.

(મઆરિફુલ કુર્આન : ૧/૨૪૩)

૩૨. મોં દ્વારા ચિરાગ—જ્યોત ઓલવવાથી ગરીબી આવતી નથી અને બૂરું સમજવું બેઅસલ છે.

(અગ્લાતુલ અવામ : ૨૧૯, ૨૨૧)

૩૩. ઉપરના દાંત પડી જાય તો છાપરા ઉપર અને નીચેના દાંત પડી જાય તો દફન કરવા, આ ગલત છે. પડેલા દાંત દફન કરવા જોઈએ.

૩૪. કુર્આને કરીમ પડી જવાથી ઘઉંનો કફ્ફારો આપવાને જરૂરી સમજવું, બે બુનિયાદ છે.

(અગ્લાતુલ અવામ : ૭૫, કિતાબુલ ફતાવા : ૧/૪૫૦)

૩૫. સામાન્ય રીતે બચ્ચાંઓની ઊલટીથી ઓરતો બચતી નથી. જો ઊલટી મોં ભરીને હશે તો નાપાક છે અને કપડાં પર લાગવાથી કપડાં નાપાક થશે, એટલા માટે બચવું જરૂરી છે. (બદાઈઅ્ : ૧/૧૨૨,૧૨૩)

૩૬. સામાન્ય રીતે રમઝાનુલ મુબારકમાં ઓરતો તરાવીહ પઢતી નથી. હાલાં કે ઓરતોના ઝિમ્મે પણ મરદોની જેમ (તરાવીહ પઢવી) સુન્નતે મુઅક્કદહ છે.

(દુર્રે મુખ્તાર : ૨/૪૯૩, ઝકરિય્યહ—દેવબંદ)



૩૭. ઈસ્તિખારહ કરવામાં એમ સમજવું કે તેનાથી ભૂતકાળ, ભવિષ્યનો બનાવ માલૂમ થશે, આવા મકસદે ઈસ્તિખારહ કરવો નાજાઈઝ છે. ઈસ્તિખારહ તો કોઈ કામ કરવા અથવા ન કરવાના તરદ્દુદ (દ્વિધા)ને ખતમ કરવા માટે મશરૂઅ્ થયો છે, ભવિષ્યના બનાવને જાણવા માટે નહિ. તદુપરાંત, ખ્વાબ જોવાને ઈસ્તિખારહમાં જરૂરી સમજવું પણ ગલત અને ખોટું છે.

(અગ્લાતુલ અવામ : ૧૧૨, ૧૧૩)

૩૮. અમુક ઓરતો વાત–વાતમાં અલ્લાહની કસમ ખાય છે, એટલા માટે જરૂરત વગર અલ્લાહ તઆલાની કસમ ન ખાય. આનાથી અલ્લાહ તઆલાના નામની બે હુરમતી (બેઈઝઝતી) થાય છે. બને ત્યાં સુધી સાચી વાતમાં પણ કસમ ખાવામાં ન આવે.

(અગ્લાતુલ અવામ : ૧૩૮)

૩૯. અમુક ઓરતો મૃત્યુ પામનારની મિલકતમાંથી કપડાં, ચપ્પલ, ચાદર, રજાઈ વગેરે નાની–નાની વસ્તુઓ વારસદારોને પૂછયા વગર ખૈરાત કરી આપે છે, એ હરામ છે. અલબત્ત, જો વારસદારો આકિલ–બાલિગ હોય અને ખુશીથી ખૈરાત કરવા ચાહે તો કરી શકે છે. (અગ્લાતુલ અવામ : ૨૦૮)





૪૦. અમુક ઓરતો વધુ પડતા ગમમાં પોતાના નામહરમ (જેની સાથે નિકાહ થઈ શકે એવા) રિશ્તેદારો (જેમકે દિયર, પિતરાઈ, મોળાઈ, મસિયાય ભાઈ વગેરે)થી ચોંટી–ચોંટીને રડે છે, આ હરામ છે. ગમના કારણે શરીઅતના હુકમો ઊઠી જતા નથી.

(અગ્લાતુલ અવામ : ૨૧૧)

૪૧. પરાયા મરદોથી ઓરતોએ મુસાફહા (હસ્તધૂનન) કરવો હરામ છે. તેના પર હદીસ શરીફમાં સખત વઈદ આવી છે; પરંતુ આજકાલ તો ગેર મહરમથી મુલાકાત કરવી એ ઓરતો માટે ફેશન બની ગઈ છે.

(મુસ્તફાદ ફિકહુલ મુઆમલાત : ૩/૮૪)

૪૨. મય્યિતના ખાનદાનની અને બીજી ઓરતો પણ મય્યિતના દફન પછી ઘણા દિવસો સુધી જમા થાય છે અને તા'ઝિયત કરે છે. જો કે એક વખત તા'ઝિયત કર્યા પછી તા'ઝિયત કરવી મકરૂહ છે, ભલેને મય્યિતના ઘરવાળાઓને દિલાસો આપવા માટે જતી હોય. (મુસ્તફાદ અગ્લાતુલ અવામ : ૨૧૧)

૪૩. અમુક ઓરતો કુર્આને મજીદ પર ચશ્મો, પેન વગેરે મૂકે છે. તદુપરાંત, કુર્આને મજીદમાં બીજા કાગળો રાખે છે, આ અદબ વિરુદ્ધ છે અને બેઅદબી છે.

(મુસ્તફાદ અગ્લાતુલ અવામ : ૭૬, ૭૭)



૪૪. સાર્વજનિક માર્ગો પર પાણી છાંટવું જેનાથી કાદવ–કીચડ થાય, મના છે. (આલમગીરી : ૫/૩૮૦)

૪૫. કુર્આને કરીમના જર્જરિત (જૂના) કાગળો અને દીની કિતાબોના કાગળો જેમાં કુર્આની આયતો અને હદીસ શરીફ અથવા અલ્લાહ તઆલાનું પ્યારું નામ હોય છે, સામાન્ય રીતે આપણી ઓરતો તેને દીવાલોની તીરાડોમાં ખોસી દે છે અને તેના પર ધૂળના પડ જામી જાય છે, આ બેઅદબી છે. કાગળોને એવી જગ્યાએ મૂકવા જોઈએ કે જ્યાં ધૂળ વગેરે ન લાગે અથવા પાક કપડાંમાં લપેટી જયાં લોકોની અવર–જવર થતી ન હોય એવી મહફૂઝ જગ્યામાં દફન કરવામાં આવે અને બેહતર એ છે કે બગલી કબર ખોદી દફન કરવામાં આવે, જેથી પવિત્ર કુર્આને કરીમ પર માટી પડે નહિ અને જો જમીન નરમ હોય તો સન્દૂકી કબર બનાવી કુર્આને કરીમ મૂકી પાટિયાઓને છતના જેમ મૂકી ઉપર માટી નાખવામાં આવે; પરંતુ કુર્આને કરીમના જર્જરિત પાનાઓને બાળવામાં બિલકુલ ન આવે. (આલમગીરી : ૫/૩૨૩)

વજનદાર પથ્થર બાંધી નદીમાં અથવા કૂવામાં નાખવાથી કદી પથ્થરથી અલગ થઈ પાણીના ઉપર આવી બેહુરમતીનો ભય છે. એટલા માટે દફન કરી

આપવા જ હિતાવહ છે. જે પેપરો, મેગેઝિનોમાં અલ્લાહ તઆલા, રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ), ફરિશ્તાઓના મુબારક નામ હોય, કુર્આને કરીમ અને હદીસ શરીફના લેખ હોય તો તેને અલગ કરી લઈ દફન કરવામાં આવે એ જ બેહતર છે.

(શામી : ૯/૫૧૮, દારુલ કિતાબ–દેવબંદ, રવઝતુલ ફતાવા : ૧/૨૪૪)

૪૬. નાગ (સાપ)ને મારવાથી નાગણ બદલો લે છે, આ જહાલત યુગનો ખ્યાલ છે.

(સીરતુન્નબી (સલ.) : ૪/૬૦૪)

૪૭. બદનનો છુપાયેલો ભાગ ખુલી જવાથી અથવા સંપૂર્ણ નગ્ન થઈ જવાથી વુઝૂ તૂટતું નથી, સામાન્ય ઓરતોમાં નગ્ન બદનને જોવાથી વુઝૂ તૂટી જવાની વાત જે મશહૂર છે, તે તદ્દન ગલત છે.

(આપકે મસાઈલ ઔર ઉન્કા હલ : ૨/૩૧)

૪૮. જ્યારે ગર્ભવતી ઓરતને સાત મહિને ખોળો ભરીને પોતાના પિયર સુવાવડ માટે લઈ જવાય છે, ત્યારે હાથમાં નાળિયેર, સોપારી, ચોખા, ફુલહાર વગેરે બેશુમાર રિવાજો કરે છે જે ગેર–મુસ્લિમોમાં પ્રચલિત

છે–બેબુનિયાદ અને અણ ઈસ્લામી છે અને ગુનાનું કામ છે.

૪૯. ઓરતોએ પોતાના ઘરોમાં પણ માથાના વાળને ઢાંકીને રાખવાની આદત બનાવવી જોઈએ, કેમ કે માથું ખુલ્લું રાખવાથી બેખ્યાલીની હાલત પેદા થાય છે અને મહરમ–ગેરમહરમનો ફરક પણ છુટ્ટી લઈ લે છે. (મુસ્તફાદ કિતાબુલ ફતાવા : ૬/૯૯)

૫૦. મા'ઓ માટે મુનાસિબ નથી કે ગુસ્સાને જાહેર કરવા પોતાની અવલાદને બદદુઆ (શાપ) આપે, એટલા માટે કે માલૂમ નહિ કયો સમય અલ્લાહ તઆલાના ત્યાં કબૂલિયતનો હોય છે. પછી પોતાની અવલાદની નાકામી પર પસ્તાવું ન પડે.

(મુસ્તફાદ કિતાબુલ ફતાવા : ૬/૨૯૭)

૫૧. ઓરતો વાત–વાતમાં હરામીનો શબ્દ બોલતી રહે છે, તે તદ્દન ગલત છે. હરામીનો અર્થ આ છે કે મોં કાળું કરીને (અર્થાત ઝીના દ્વારા) પેદા કર્યો.

૫૨. અંબોડા સાથે નમાઝ પઢી શકાતી નથી, એવી માન્યતા છે, જે તદ્દન ગલત છે. બલકે હઝરત મવ. ઝફર અહમદ સા. થાનવી (રહ.)એ "ઈમ્દાદુલ અહકામ : ૧/૫૫૭" માં પુરુષ માટે મકરૂહ લખ્યું



છે અને ઓરત માટે મકરૂહ નથી એવું લખ્યું છે અને અરબી કિતાબોના હવાલાથી મસ્અલહને સાબિત ફરમાવ્યો છે. (મુસ્તફાદ ઝુબ્દતુલ ફતાવા : ૨/૪૮૫)

૫૩. માણસની મોત—કમોત થવાથી ''રૂહ'' ચાળીસ દિવસ સુધી ભટકતી રહે છે એવી આપણી ઓરતોમાં માન્યતા છે, જે જાહિલિય્યતકાળ જેવી વહેમપૂજા પર આધારિત છે. કુર્આને કરીમ તેમજ સુન્નતની રોશનીમાં તેની કોઈ જ અસલ નથી. મૃત્યુ પછી નેક રૂહોનું ઠેકાણું ''ઇલ્લિય્યીન'' છે અને કાફિર અને ફાજિરની રૂહો ''સિજ્જીન''ના કેદખાનામાં બંધ રહે છે. (મુસ્તફાદ મહમૂદુલ ફતાવા : ૧/૩૩૩)

૫૪. મય્યિતવાળા ઘરના પડોશીઓ તેમજ દૂરના સગાંઓ માટે મુસ્તહબ છે કે, મય્યિતના ઘરવાળાઓ માટે એક દિવસના ખાવાની વ્યવસ્થા કરે અને આગ્રહ કરી તેમને ખવડાવે, હદીસ શરીફમાં એની તાકીદ આવી છે. આ હુકમ કેવળ એક દિવસ પૂરતો જ મર્યાદિત છે, જેથી આપણાં ઈસ્લામી સમાજની મુસ્લિમ મહિલાઓએ એકથી વધુ દિવસ ખાવા મૂકવાની પ્રથા અને રસમને દૂર કરવી જોઈએ.

(મુસ્તફાદ મહમૂદુલ ફતાવા : ૧/૩૫૨)

૫૫. મય્યિતવાળા ઘરમાં અમુક હજાર યા લાખ વખત





તસ્બીહ કે કલિમહ ખજૂરના ઠળિયા વડે ગણીને જરૂરી સમજવા વગર અને તારીખ યા દિવસ નક્કી કર્યા વગર પઢી શકાય છે. કોઈ ન પઢે તો તેની ટીકા પણ ન કરવામાં આવે. (મહમૂદુલ ફતાવા : ૧/૩૫૯)

૫૬. વુઝૂ કર્યા પછી અરીસામાં જોવાથી વુઝૂ તૂટતું નથી.

૫૭. જ્યારે કોઈનો ઈન્તિકાલ થઈ જાય તો તેની પાસે જુનુબી ઓરત (જેને ગુસલની હાજત હોય) અને હાઈઝહ, નિફાસવાળી ઓરતો ન આવે. આપણા ત્યાં આ વિષે ઓરતોમાં ગફલત વર્તાય છે.

(કિતાબુલ મસાઈલ : ૧/૫૪૫, ફતાવા રહીમિય્યહ : ૭/૩૪૯)

# સમાપ્ત



